# Grace Abounding to the Chief of Sinners

BY

JOHN BUNYAN

TRANSLATED INTO GUJARATI

BY

REV. S GILLESPIE, B.A.

# મોટા પાપી ઉપર અધિકાધિક કૃપા.

અંગ્રેજીમાં કર્ત્તા જોન બન્યન,

ભાષાંતર કર્ત્તા રેવ. એસ. ગિલેસ્પી.

પહેલી આવૃત્તિ—૧,૫૦૦ નકલ

સુરત:
ગુજરાતની પુસ્તક પ્રસારક મંડળીને સારૂ
મિશન છાપખાનામાં એચ. આર. સ્કોટે છાપી.
ઇ. સ. ૧૯૧૩.

કિંમત ૨ આના.

# Grace Abounding to the Chief of Sinners

BY

JOHN BUNYAN

TRANSLATED INTO GUJARATI

BY

REV. S. GILLESPIF, B.A.



# મોટા પાપી ઉપર અધિકાધિક કૃપા.

## અંગ્રેજીમાં કર્ત્તા જોન બન્યન,

ભાષાંતર કર્ત્તા રેવ. એસ. ગિલેસ્પી.

પહેલી આવૃત્તિ—૧,૫૦૦ નકલ



PRINTED AND PUBLISHED BY H R SCOTT
FOR THE
GUJARAT TRACT AND BOOK SOCIETY
AT THE MISSION PRESS, SURAT
1913.

# GRACE ABOUNDING TO THE CHIEF OF SINNERS.

## મોટા પાપી પર અધિકાધિક કૃપા.

### અસલ અંગ્રેજીમાં કર્ત્તા—જોન બન્યન.

## પ્રસ્તાવના

આ પુસ્તક બહાર પાડવા વિષેનો ટુકો હેવાલ, જે તેના કર્ત્તાએ લખ્યો ને જેઓને વિશ્વાસને અર્થે દેવની વાતની સેવાએ કરીને જન્મ આપવા દેવે તેને યોગ્ય ગણ્યો તેઓને નિવેદન કરેલો.

---

છોકરા, કૃપા તમારી સાથે હોજો, આમેન  હુ તમારી પાસેથી લઇ લેવાયો છું ને બધનમાં એવી રીતે રખાએલો છુ કે, વિશ્વાસ, પવિત્રાઇ ઇત્યાદિમા તમારા વત્તા સસ્થાપન તથા દ્દઢતાને વાસ્તે તમારી પ્રત્યે મારા પર દેવે નાખેલી ફરજ બજાવી શકાય એમ નથી, તોપણ તમારા આત્મિક તથા સદાકાળિક કલ્યાણ સબધી બાપ જેવી ચિંતા તથા ઇચ્છા મારા મનમાં થાય છે એવુ તમને જણાઇ આવે માટે જેમ અગાઉ "સનીર તથા હેર્મોનના શિખર" પરથી તેમ હાલ "સિંહોનાં બીલોમાંથી, ચિત્તાઓના પર્વતો પરથી" (ગી. ગી. ૪ ; ૮) તમ સર્વને હજુએ ?.ભાળુ છુ ને તમને ઇચ્છેલે બદરે પહોચેલા જોવાને આતુરતાથી ચાહું છુ.

જ્યારે જ્યારે હુ તમારૂ સ્મરણ કરૂ છુ ત્યારે ત્યારે દેવનો ઉપકાર માનુ છુ; ને અરણ્યમાના સિંહના જડબામા સપડાએલો છતા પણ હરખાઉં છુ કે આપણા તારનાર ખ્રીસ્તની જે કૃપા, દયા તથા જ્ઞાન પુ'કળ વિશ્વાસ ને પ્રેમ સુદ્ધા દેવે તમને આપ્યા છે; પુત્રમા પિતાની સાથે વધારે પિછાન કરી લેવાની તમને ભૂખ તથા તૃષ્ણા લાગે છે, તમારા હૃદયની કોમળતા, પાપથી તમને થતી ધ્રુજારી, ને વળી દેવની તેમ માણસની સમક્ષ તમારી ગંભીર તથા પવિત્ર વર્તણુક, તે સર્વમા મને ઘણો આરામ મળે છે; "કેમકે તમે અમારો મહિમા તથા આનદ છો" (૧ થેસ ૨; ૨૦) સિંહના ખોળિયામાથી મે જે મધ કાઢી લીધુ છે તેનુ એક ટીપુ આમા બધ કરીને તમારે સારૂ મોકલ્યુ છે (ન્યા. ૧૪; ૫-૮) મેં તેમાનુ પોતે ખાધાથી ઘણો આરામ મળ્યો છે. (પરીક્ષણો પ્રથમ આપણા ઉપર આવે છે ત્યારે શામશુન સામે સિંહ ગર્જ્યો તેના જેવા તેઓ હોય છે, પણ તેમના પર જીત મેળવી લઇએ તો તેઓ ફરી નજરે આવી પડે ત્યારે તેઓમાથી આપણને મધપુડો મળી આવે છે) પલિસ્તીઓને મારી વાતની સમજ તો પડતી નથી. પહેલાથીજ તે અત્યાર સુધી મારા આત્માને સારૂ દેવ જે કામ કરતો આવ્યો છે તેની કઇ હકીકત એ વાત છે કે જેમા મારી ચઢતી પડતી જાણી શકાય છે; કેમકે તે ઘાયલ કરે છે, ને તેના હાથ સાજા કરે છે. શાસ્ત્રમા (યશા. ૩૮; ૧૯ મા) એવુ લખેલુ છે કે, "બાપ દીકરાઓને તારી સત્યતા જાહેર કરશે." હા, "હુ પૃથ્વી પર મારી જીંદગીના સર્વે દિવસ સુધી પ્રભુની બીક રાખુ ને તેના આશ્ચર્યકારક કામો મારા છોકરાને જાહેર કરૂ" (ગી ૭૮; ૩-૫). એજ કારણથી અગ્નિ તથા વાદળ તથા અધકાર જોવા સારૂ હુ આટલી લાંબી મુદ્દત સુધી સિનાય આગળ પડી રહ્યો છુ (લે. ૪, ૧૦, ૧૧)

મિસર દેશથી તે કનાન દેશ સુધી ઇસ્રાએલપુત્રોએ કરેલી મજલોની હકિકત (ગણ. ૩૩, ૧, ૨) મુસાએ લખીને તેઓની અરણ્યમાંની ચાળીસ વર્ષની મુસાફરી યાદ રાખવાનુ તેઓને ફરમાવ્યુ જેમ પુ ૮, ૨ મા લખ્યુ છે તેમ –"તને નમાવવાને તથા તેની આજ્ઞાઓ પાળવાની ઇચ્છા તારા મનમા છે કે નહિ તે જાણવા સારૂ તારૂ પારખુ કરવાને, યહોવાહ તારા દેવે આ ચાળીસ વર્ષ સુધી જે આખે રસ્તે તને ચલાવ્યો છે તે તું યાદ રાખ" એટલાજ માટે તે પ્રમાણે કરવાને મેં કોશિષ કીધા બાદ તેની હકીકત બહાર પાડવાને શ્રમ ઉઠાવ્યો છે, એ સારૂ કે પ્રભુની ઇચ્છા હોય તો, તેના મારા પર કરેલા કામનુ વિવેચન વાચ્યાથી તેમના આત્માઓને વાસ્તે તેણે જે કઇ કર્યું છે તે બીજાઓને યાદ આવે પોતાના આત્મા પર કૃપાની શરૂઆતજ કેવી રીતે થઇ તેનુ વારવાર સ્મરણ કરવુ એ ખ્રીસ્તીઓને વાસ્તે લાભકારક છે "મિસર દેશમાથી તેમને કાઢી લાવવાના કારણથી તે રાત યહોવાહના માનાર્થે ઘણી સારી રીતે પાળવાની છે, સર્વ ઇસ્રાએલપુત્રોને વશપરપરા સારી રીતે પાળવાની યહોવાહની જે રાત, તે એજ છે" (નિ ૧૨, ૪૨). ગીત ૪૨, ૬ મા દાઉદ કહે છે કે, "હે મારા દેવ, મારામા મારો આત્મા ઉદાસ થયો છે, એ માટે હુ યરદનના દેશથી, તથા હેર્મોન પર્વતોથી તથા મિઝાર ડુગરથી તારૂ સ્મરણ કરૂ છુ." વળી ગાથના રાક્ષસની સાથે લડવા ગયો ત્યારે સિંહ ને રીંછની વાત તો તેણે સભારી (૧ શમૂ ૧૭, ૩૬, ૩૭).

પોતાનુ ધર્માતર કેવી રીતે થયુ તે ન્યાય કરનારાઓની આગળ જાહેર કરવુ એ પાઉલનો નિત્ય નિયમ હતો (પ્રે ૨૨). હા, જીવને જોખમે તેના ઉપર તપાસ થઇ ત્યારે પણ તેજ નિયમ

રાખતો (પ્રે ૨૪), તેને પ્રથમ કૃપા પ્રાપ્ત થઇ તે દહાડાનો તથા તે વેળાનો વિચાર તે આવા પ્રસગે કરતો, કારણ કે તેથી મને ટેકો મળે છે એવુ તેને લાગતુ હતુ લાલ સમુદ્રમાથી બચાવીને દેવ ઇસ્રાએલપુત્રોને અરણ્યમા ઘણે દૂર લાવ્યો હતો, એટલામા તેમા તેમના શત્રુઓના ડુબી મરવાની વાત યાદ કરવાને અર્થે તે ભણી પાછા જવાને તેઓને ફરી વળવુ પડયુ (ગણ ૧૪, ૨૫) કેમકે તેઓએ અગાઉ તેના સ્તોત્ર ગાયા હતાં તો પણ તેઓ જલદી તેના કૃત્યો વિસરી ગયા (ગીત ૧૦૬; ૧૧, ૧૨)

આ મારી વાતમા તમારા જાણવામા તો ઘણુ આવશે, એટલે દેવની મારા ઉપર થએલી ઘણી કૃપા દેવની સ્તુતિ થાઓ કે હુ તેને ઘણી લેખવી શકુ છુ, કેમકે મારા પાપો કરતા તેમ શેતાનના પરીક્ષણો કરતા તે અધિક થઇ છે. મારૂ ભય તથા શકાઓ તથા દુ ખમય વખત યાદ કરતાં હુ દિલાસો પામી શકુ છુ, જાણે ગોલ્યાથનુ માથુ મારા હાથમા હોય એવા તેઓ મને લાગે છે ગોલ્યાથની તરવાર કે જે મારા આતરડામાં ઘાલવી જોઇતી હતી તેની બરોબર બીજું કઇ છેજ નહિ એવુ દાઉદને લાગતુ હતુ, એ માટે કે તેને કેવળ જોવાથી ને યાદ કરવાથી દેવે કરેલો તેનો બચાવ તેને જણાઇ આવતો હતો અરે! મારા મોટા પાપોનુ, મારા ભારે પરીક્ષણોનુ, ને સદાકાળિક નાશ પામવાની મારી ઘણી દહેશતનુ સ્મરણ! તેઓ તો મને મળેલી મોટી સહાયની, આકાશમાથી આવેલા ભારે આશ્રાની ને મારા જેવા હલકા પર દેવે કરેલી ઘણી કૃપાની યાદ નવે નામે દેવડાવે છે. મારા વહાલા છોકરા, આગલા દિવસોનુ તથા પ્રાચીન કાળના વર્ષોનુ સ્મરણ કરો! તમારાં રાતના ગાયન પણ સભારો ને પોતાના હૃદયમા વિચાર કરો (ગીત ૭૭, ૫-૧૨). હા, તમારા

હૃદયને ખંતથી તપાસી જુઓ, એવી રીતે કે તેમા જે મતાડેલું દ્રવ્ય, એટલે તમારા અનુભવ પ્રમાણે દેવની જે પ્રથમ એક બે કૃપા તમને થઇ તે મળી આવે ત્યા સુધી શોધ્યા વગરનો એક ખુણો રહેવા દો નહિ જેમકે જે વચને પહેલવહેલા તમારા પર ભારે અસર કરી તે યાદ રાખો; તમારા અત કરણનાં ગભરાટ ને મરણ તથા નરકની દહેશત યાદ રાખો, વળી તમારા આસુ તથા દેવની પ્રાર્થના યાદ રાખો, હા, તમે દરેક વાડ નીચે દયાને સારૂ કેવી રીતે નિસાસા નાખતા હતા તે પણ યાદ રાખો. એકાદ મિઝાર ડુગર તમને યાદ કરવાનો નથી શુ? જે વાડા, કોડ, તબેલા, વખાર જેવી જગ્યાએ દેવે તમારા આત્માની મુલાકાત લીધી તે તમે ભુલી ગયા છો શુ? વળી જે વચન પર પ્રભુએ તમારી આશા રખાવી છે તે વચનનેજ યાદ રાખો, અજવાળુ મળ્યા છતા પણ તમે પાપ કીધુ હોય, દુર્ભાષણ કરવાનુ તમારૂ વલણ થતુ હોય, છેક નિરાશ થઇ ગએલા હો, દેવ અમારી વિરૂદ્ધ છે એવુ લાગતુ હોય, અથવા તમારી નજરથી આકાશ ઢકાએલુ હોય, તો યાદ રાખો કે તમારા બાપને પણ એમજ થયુ છે, "પરતુ એ સર્વમાંથી પ્રભુએ મને છોડાવ્યો છે." મારાં પરીક્ષણો તથા પાપથી થતી હરકતો વિષે તેમ મારા આત્મા પર દેવની રહેમનજર તથા કૃત્યો વિષે આ મારી વાતમા હુ ઘણુ વિસ્તારીને લખી શકત, ને વળી આમા વાપરેલી છે તે કરતાં ચઢીઆતી ઢબમાં હુ લખી શકત, અને આમા માલમ પડે છે તે કરતાં બધી વાતને વધારે અલકારવાળી કરી શકત, પણ મારી હિમ્મત ચાલતી નથી. મારૂ પારખુ જોઇ લેવામા દેવે કઇ ગમત કીધી એમ નહિ, તેમજ જાણે અથાગ ખાડામા પડીને મારા પર નરકની વેદના આવી પડી ત્યારે મેં પણ કઇ ગમત કીધી નહિ, તેટલા માટે તેમનુ વિવેચન કરવામાં મારે કઇ ગમત

કરવાને બદલે જેવુ બન્યુ તેવુજ સ્પષ્ટ તથા સરળ રીતે તેનુ વર્ણન કરવુ જોઇએ, જેને તે પસદ પડે તે તે માન્ય કરે, ને જેને તે નાપસદ હોય તે તેથી સારૂ કરે તમને કુશળતા થાઓ.

મારા વહાલાં છોકરા, દૂધ તથા મધ તો આ રાનને પેલે પાર છે. દેશમાં પ્રવેશ કરીને તેનો કબજો લેવાને તમે સુસ્ત નહિ થાઓ એવી દયા તથા કૃપા દેવ તમારા ઉપર કરો.

મોટા પાપી પર અધિકાધિક કૃપા એટલે
પોતાના ગરીબ સેવક જોન બન્યન પર
ખ્રીસ્તમા દેવની અતિશે દયાનો
ટુકો હેવાલ

**જોન બન્યન.**

૧. મારા આત્મા પર થએલા દેવના દયા ભરેલા કામનો આ હેવાલ કરતા મારા વરાચરિત્ર તથા મારા ઉછરવા વિષે ટુકી સુચના હુ તમને શરૂઆતમા કરૂ તો તેમા કઇ ખાટુ નથી, એ સારૂ કે તેમ કરવાથી મારી પ્રત્યે દેવની જે ભલાઇ તથા ઉદારતા તે માનવપુત્રોની નજરે વિશેષ મોટી તથા પ્રશસાપાત્ર જણાય

૨. હવે મારા જન્મ વિષે હુ કહેવા માગું છુ કે, ઘણા સારીપેઠે જાણે છે તે પ્રમાણે તે નીચ તથા હલકી ઉત્પત્તિમાથી થએલો છે, કેમકે મારા બાપનુ કુળ તે તો સૌથી નીચ પદવીના ને દેશમાં સૌથી ધિક્કારપાત્ર કુળમાનુ હતુ, તેથી બીજાઓની પેઠે મને કઇ દેહ પ્રમાણે મહા કુલીનતા યા કઇ ખાનદાની વિષે બડાઇ મારવાનુ કારણ નથી, તોપણ બધી વાત ધ્યાનમાં લેતા હુ આકાશમાના રાજાધિરાજની સ્તુતિ કરૂ છુ કે, સુવાર્ત્તાએ કરીને ખ્રીસ્તમા જે કૃપા તથા જીવન છે તેનો ભાગિયો થવાને અર્થ તેણે મને એજ દ્વારે જગતમાં આણ્યો છે.

૩. પરતુ મારા માબાપ નીચ તથા હલકી સ્થિતિના હોવા છતાં પણ હુ વાચતાં લખતા શીખુ માટે મને નિશાળમા બેસાડવાનુ જ્ઞાન દેવે મહેરબાની કરીને તેમના હૃદયમા મુક્યુ કે જેથી કરીને બીજા ગરીબ લોકનાં છોકરાની પેઠે હુ પણ શીખી ગયો, તો પણ મને શરમ સાથે કબૂલ કરવુ પડે છે કે, જે કઇ હુ શીખ્યો તે બધુ હુ થોડીવારમાં લગભગ ભુલી ગયો, હા, મારો આત્મા ફેરવી લાવવાનુ દયા ભરેલુ કામ પ્રભુએ કીધુ તે પહેલાં લાંબા વખત ઉપર પણ

૪ મારી રહેણી કરણી વિષે બોલુ તો જ્યા સુધી હુ જગતમા દેવ રહિત હતો ત્યા સુધી તે તો આ જગતના ધોરણ પ્રમાણે ને "જે આત્મા આજ્ઞાભંજનના દીકરાઓમા હમણા જોર કરે છે" તે પ્રમાણેની હતી ( એફે ૨, ૨, ૩ ) શેતાનની મરજી મુજબ તેનાથી પકડાવુ (૨ તી ૨, ૨૬) તેમા હુ આનદ માનતો, ને હુ સઘળા પ્રકારના અન્યાયીપણાથી ભરેલો હતો, કે જે અન્યાયીપણાએ નાનપણથીજ મારા હૃદયમા તેમ મારી જીવનવૃત્તિમા એટલુ બધુ જોર કર્યું કે હુ થોડા વરસની કોમળ વયનો હોવા છતા શાપ દેવામા, સમ ખાવામા, જૂઠુ બોલવામા ને દેવના પવિત્ર નામનુ દુર્ભાષણ કરવામા મારી બરોબરી કરી શકે એવાં થોડાજ હતા.

૫. હા, આવી બાબતોમા હુ તો એટલો પક્કો તથા દઢ થઇ ગયો હતો કે તેઓ જાણે કે મને કુદરતી આદત સમાન થઇ પડી, તેથી પ્રભુને એટલુ ખોટુ લાગ્યુ કે, મારા નાનપણમાં પણ તે મને ભયાનક સ્વપ્નો તથા સદર્શનોથી ડરાવતો તથા બીવડાવતો, એવુ પાછળથી લાંબો વિચાર કરવાથી મને માલમ પડે છે; કારણ કે ઘણી વાર કેટલોક વખત ભુડાઇમા ગાળ્યા પછી

હું ખાટલા પર સુતો હતો ત્યારે મારા તે વખતના સમજવા પ્રમાણે ભૂતો તથા ભુંડા આત્માઓ કે જે મને પોતાની સાથે તાણી લઇ જવાની મહેનત કરતા હતા તેમની બીકથી છુટી નહિ શક્યાથી હું ઘણો પીડાતો હતો

૬. વળી તે અરસામાં નરકાગ્નિની ભયકર પીડાના વિચાર આવ્યાથી હુ તો બહુ દુ:ખિત થઇને ગભરાતો હતો, ને જે ભૂતો તથા મહા દુષ્ટ દૈત્ય ઇન્સાફના મહાન દિવસને માટે સાકળોએ ને અધકારની બેડીઓએ ત્યા બાધેલાં છે તેઓની સાથે મારી પણ છેલ્લી હાલત થશે એવી મને બીક લાગતી હતી.

૭. આ પ્રમાણે હુ નવ દસ વરસનો છોકરોજ હતો ત્યારે આવી બાબતોથી મારો જીવ એટલો બધો દુ ખિત થતો કે, મારા છોકરવાદ સાથીઓની સાથે ઘણી રમત તથા બાળખેલ કરતાં કરતા હુ તેને લીધે ઘણી વાર બહુ ઉદાસ થઇને મારા મનમાં પીડાતો હતો, તો પણ મારા પાપ મારાથી મુકી દેવાયા નહિ હા, તે વખતે જીવન તથા સ્વર્ગ વિષેની આશા છેક ખુટી જવાથી હુ ઘણીવાર એવુ ચહાતો હતો કે, કઇ નરકજ ના હોય, અથવા તો ભૂતો કે જેઓ મારા સમજવા પ્રમાણે કેવળ પીડા દેનારા છે તેઓમાંનો એક હુ થઇ જાઉં, એ સારૂ કે મને ત્યાં જવાની જરૂર પડે તો પીડા ભોગવવાને બદલે હુ પડે પીડા દેનાર થાઉ.

૮. કેટલોક વખત પછી તે ભયાનક સ્વપ્નો મને આવતાં બધ થયાં ને હુ તેમને વહેલો ભુલી પણ ગયો, કારણ કે તેઓ જાણે કદી આવ્યાંજ ન હોય તેમ તેઓનુ સ્મરણ મારી મોજ શોખે કરીને જલદી જતુ રહ્યું, કે જેને લીધે મારી કુદરતી શક્તિ પ્રમાણે મેં વધારે લાલચથી મારી વિષયવાસનાની લગામ છોડી મૂકી, ને દેવની આજ્ઞાનુ તમામ ઉલ્લંઘન કરવામાં આનદ માન્યો,

તે એટલે સુધી કે હુ પરણુવા જોગ ઉમરનો થયો ત્યાં સુધી સર્વ પ્રકારનાં દુરાચરણુમાં તથા દુષ્કર્મમાં મારા સર્વે જુવાનીઆ સાથીનો હુ ખરેખરો આગેવાન હતો.

૯. હા, આ મારા બિચારા આત્મા પર દેહના વિષય ને તેથી થતાં ફળોએ આટલુ બધુ જોર કર્યું કે અમૂલ્ય કૃપાએ આશ્ચર્યકારક રીતે મને રોક્યો ના હોત તો સનાતન ન્યાયની શિક્ષાથી હું નાશ પામ્યો હોત, એટલુજ નહિ પણુ જે નિયમથી કેટલાએકની ફજેતી તથા પ્રગટ અપમાન જગતની રૂબરૂમા થાય છે એવા નિયમની શિક્ષાને હુ યોગ્ય થાત.

૧૦. તે સમયમાં ધર્મ વિષેના વિચાર મને ઘણા ખેદકારક હતા, તે મારા પોતાથી સહન થઇ શકે એવા નહોતા, તેમજ મારી પણ એવી ઇચ્છા હતી કે બીજો કોઇ પણ સહન નહિ કરે, તે માટે ખ્રાસ્તી ભક્તિભાવ વિષેનાં પુસ્તક કેટલાંએકને વાચતા હુ જોતો ત્યારે તે જાણે મને કેદખાના જેવુ લાગતુ તે વેળા હુ દેવને કહેતો હતો કે "મારી પાસેથી દૂર જા, કેમકે હુ તારા માર્ગોનુ જ્ઞાન ઇચ્છતો નથી" (અયુ. ૨૧; ૧૪, ૧૫) ત્યારે મારામાથી સદબુદ્ધિ તમામ જતી રહી, સ્વર્ગ ને નરક બન્નેનો મને ખ્યાલજ નહોતો, ને તારણુ તથા દડાજ્ઞાના વિચાર મારામા જરા પણુ હતા નહિ. "હે પ્રભુ, તુ મારાં આચરણુ જાણે છે ને મારા માર્ગો તારી આગળથી સતાડેલા નહોતા."

૧૧. પણુ આટલુ તો મને પક્કુ યાદ છે કે જો કે હુ પડે ઘણી ખુશાથી તથા સેહેલાઇથી પાપ કરી શકતો, ને વળી મારા સાથીઓની દુષ્ટતામા આનદ માની શકતો હતો, તોપણુ તેવે સમયે પણુ જેઓ પોને સદગુણી કહેવડાવતા હતા તેઓને ભુડું કરતા વખતે જોયા હોય તો મારા મનમાં ધ્રુજારી છુટતી.

જેમકે બીજા બધા કરતાં હુ વિશેષ વ્યર્થતાની ટોચે ચઢેલો હતો, ત્યારે એક વખત એક ભક્તિમાન ગણાતા માણસને સમ ખાતો સાભળવાથી મારા મનને એટલુ બધુ લાગ્યુ કે મારૂ હૃદય દુખિત થયુ.

૧૨. પરતુ દેવે મને છેક મૂકી દીધો નહિ, પણ હવે પાપ વિષેની ખાત્રીથી તો નહિ પણ દયા મિશ્ર ન્યાયકૃત્યોથી તેણે મને હજીએ છોડ્યા નહિ જેમકે એક દિવસે દરિયાની ખાડીમા હું પડી ગયો ને ડુબતો ડુબતો બચી ગયો પછી એક હોડીમાથી હુ બેડફોર્ડ નદીમા પડી ગયો તોપણ ઇશ્વરકૃપાથી હુ ફરી જીવતો રહેવા પામ્યો તે ઉપરાત એક બીજી વખત મારા એકાદ સાથી સાથે હુ ખેતરમા હતો, તેવામા એક સાપેણ રસ્તામાં થઇને જતી હતી, ત્યારે મારા હાથમા લાકડી હતી તે તેના પીઠ પર મારી, અને એમ તેને બેભાન કરીને મે મારી લાકડીએ તેનુ મ્હો ઉઘાડુ કરીને મારી આગળી વડે તેનો ડખ ખેચી કાઢ્યો, તેમા દેવે મારા ઉપર દયા રાખી ના હોત તો કદાપિ આ મારા સાહસ કામથી મે મારો અત આણ્યો હોત

૧૩. બીજી એક વાત મેં ઉપકાર સહિત ધ્યાનમા લીધી છે તે એ કે, હુ યોદ્ધા હતો ત્યારે કોઇએક શહેરને ઘેરો ઘાલવાને જવા સારૂ હુ બીજા કેટલાએક સુદ્ધા પસદ કરવામા આવ્યો હતો, પણ જેવો હુ જવા તૈયાર હતો તેવોજ પલટણમાના એકે મારે બદલે જવા માગ્યુ તેને મે હા પાડી ત્યારે તે મારે બદલે ગયો, ને ઘેરામા જઇને તે પહેરો ભરતો હતો એટલામાં બદુકની ગોળી માથામા વાગ્યાથી તે મરણ પામ્યો

૧૪. મે કહ્યુ છે તેમ, આવી રીતે ન્યાયકૃત્યો તથા દયા થયા ખરાં પણ આ બન્નેથી મારો આત્મા ન્યાયીપણા તરફ

જાગૃત થયો નહિ; તે માટે હુ પાપ કરતો ગયો, ને દેવની વિરૂદ્ધ વધારે બડખોર તેમ મારા પોતાના તારણ સબધી વધારે બેદરકાર થતો ગયો.

૧૫. થોડી વાર પછી મેં પરણીને મારી હાલત ફેરવી નાખી ને તેમાં આટલી દયા તો મારા ઉપર થઇ કે જે સ્ત્રીનો બાપ ધાર્મિક ગણાતો હતો એવી સ્ત્રી મને પ્રાપ્ત થઇ હુ ને આ સ્ત્રી સાથે રહ્યાં ત્યારે અમારી દરિદ્રતાની કઇ હદ નહોતી, તે એટલે સુધી કે અમો બેઉ જણની પાસે ભોજનપાત્ર કે ચમચા જેટલો પણ ઘરસામાન નહોતો, તોપણ તેણીની પાસે આટલુ તો હતુ કે "સાધારણ માણસનો ભક્તિમાર્ગ" (The Plain Man's Pathway to Heaven) અને "ભક્ત્યાચાર" (The Practice of Piety) કે જે પુસ્તકો તણીને તેના બાપે મરતી વખતે આપ્યાં હતા. આ બે પુસ્તક હુ કોઇ કોઇ વાર તેણીની સાથે વાંચતો હતો ને તેઓમા કેટલીએક જરા મનગમતી વાતો મને મળી ખરી, તોપણ હજી સુધી પાપ વિષેના કઇ ખાત્રી તો મને થઇ નહિ. વળી તેનો બાપ કેવો ધાર્મિક માણસ હતો અને પોતાના ઘરનાં માણસને તેમજ પોતાના પડોસીઓને તેમનાં દુરાચરણને લીધે ઠપકો દઇને કેવી રીતે સુધારતો, એટલે વચનમાં ને કૃતિમા તેણે કેવી ચોકસ ને પવિત્ર રીતે પોતાની જીદગી કાઢી તે વિષે તે ઘણી વાર મને વાત કરતી હતી.

૧૬. તે માટે જેથી મારી દયાપાત્ર તથા પાપ ભરેલી હાલત સબધી મારૂ હૃદય જાગૃત થાય એટલી અસર આ પુસ્તકોથી ને મારી વહુએ કરેલી વાતથી તે ઉપર નહિ થઇ, તોપણ તેઓથી ધર્મ તરફ કઇક ઇચ્છા મારામાં પેદા થઇ, કે જેથી કરીને મને કઇ વધારે જ્ઞાન નહિ હોવાથી તે વખતનો ચાલતો ધર્મ હુ ઘણી

આતુરતાથી પાળવા મડી ગયો; એટલે સૌથી આગળ વધેલાની સાથે હું દિવસના બે વખત દેવળમાં જવા લાગ્યો એટલુજ નહિ, પણ તેમાં બીજાની માફક ઘણા ભાવથી બોલતો હતો ને ગાતો હતો, છતાં મેં મારી ખોટી વર્તણુક તો જારી રાખી પરતુ હુ તો એટલો બધો વહેમી થઇ ગયો કે ઉચ્ચસ્થાન, પાદરી, મદદનીશ, પોશાક, ભજનસેવા જેવુ દેવળને લગતું જે કઇ હોય તે બધાં તરફ પૂજ્યભાવ રાખવા લાગ્યો, કારણ કે દેવળમાંની બધી વસ્તુને હું પવિત્ર ગણુવા લાગ્યો ને વિશેષે કરીને પાદરી ને મદદનીશ કે જેઓ મા.. તે વખતના સમજવા પ્રમાણે દેવના સેવક હોઇને તેની સેવા કરવાને અર્થે પવિત્ર મદિરમા આગેવાન હતા તેમને હું ઘણા સુખી ને બેશક વિશેષ આશીર્વાદિત માનતો હતો.

૧૭. આ વહેમ થોડી વારમાં મારા મનમા તો એટલો બધો પ્રબળ થઇ ગયો કે, કોઇ પાદરી, પછી તે ગમે તેવા નીચ તથા ભ્રષ્ટ આચરણુનો હોય તેના ઉપર મારી નજર પડે ત્યારે મારૂ મન જાણે કે તેની આગળ નમતુ હોય, તેને નમસ્કાર કરતુ હોય ને તેને વળગી જતુ હોય, એવુ મને લાગતુ , હા, તેમના નામથી, તેમના પોશાકથી ને તેમના કામથી હુ તો એટલે સુધી જાણે કે લીન તથા મોહિત થઇ ગયો કે, તેમને દેવના સેવક તરીકે માનીને તેમના ઉપર એટલો બધો પ્યાર રાખતો હતો, કે મારા મનમાં એમ આવ્યુ કે હુ તેઓને પગે પડું ને તેઓ મને છુંદીને ચાલ્યા જાય.

૧૮. જરા લાંબા વખત સુધી આવો વિચાર રાખ્યા બાદ મારા મનમાં બીજો વિચાર આવ્યો, તે એ કે શુ અમે ઇસ્રાએલીઓમાંના છીએ કે નહિ ? કારણ કે તેઓ તો અગાઉ

દેવની ખાસ પ્રજા હતા એવુ શાસ્ત્ર ઉપરથી મને જણાઇ આવ્યું, ત્યારે આ પ્રજામાનો હુ પણ એક હોઉં તો મારો આત્મા જરૂર સુખી હોયજ એવુ મને લાગ્યુ. એ માટે આ વાતનો ખુલાસો મેળવવાની મારી ઘણી ઇચ્છા થઇ પણ તે કેવી રીતે મળી શકે તે તો મને સુઝયુ નહિ. આખરે તે વિષે મેં મારા બાપને પૂછ્યુ ત્યારે ના, અમે તો એઓમાના નથી એવુ તેણે મને કહ્યુ. તે ઉપરથી તે સબધીની આશામાં હુ નિરાશ થયો ને તેમનો તેમ કાયમ રહ્યો

૧૯ પરતુ તે દરમિયાન પાપની દુષ્ટતાનુ ને તેથી થતા જોખમનુ મને કઇ ભાન નહોતું, હુ ખ્રીસ્તમા મળી રહુ નહિ તો ગમે તે ધર્મનો પાળનાર હોઉં તોપણ પાપ મને દોષિત ઠરાવે, એ વાત પર મારૂ ધ્યાન ચોટયુજ નહિ, કેવળ એમ નહિ પણ ખ્રીસ્ત વિષે તેમજ ખ્રીસ્ત જેવો કોઇ હશે કે નહિ તે વિષે મેં વિચાર કદી કીધો નહિ. "આ પ્રમાણે માણુસ આંધળો છતાં ભટકી જાય છે ને વ્યર્થતાથી પોતાને થકવે છે, કેમકે દેવના નગરનો માર્ગ તે જાણતો નથી" (સભા. ૧૦; ૧૫).

૨૦. પણ અમારા પાદરી સાહેબે કરેલાં બોધભાષણમાંનુ એક તો એક દહાડે સાબ્બાથવાર વિષે ને તેને કામકાજથી કે રમતગમતથી કે હરકોઇ રીતે ભગ કરવાના પાપ વિષે હતું. (હવે હુ ધર્મ પાળનાર હોવા છતાં એવો હતો કે, હરકોઇ જાતના દુરાચરણમાં ઘણો આનદ માનતો હતો ને ખાસ કરીને તેજ દહાડે તેથી મારૂ મન ખુશ કરતો હતો); તે માટે ખાસ મારી ભુંડાઇ મને જણાવવાને અર્થે તેણે તે બોધ કર્યો હતો એવું માનીને તેના ભાષણથી મારૂં મન વિંધાઇ ગયુ, અને મારી યાદદાસ્ત પ્રમાણે અગાઉ તો કદી નહિ પણ તે વખતે અપરાધ

એ શી વસ્તુ છે તેની મને લાગણી થઇ આવી, અને તરતને માટે હુ તેથી એટલો બધો દબાઇ ગયો કે ભાષણ પૂરૂ થયુ ત્યારે ઘેર જતાં મારા આત્મા પર જાણે ભારે બોજો હોય એવુ મને લાગ્યુ

૨૧. ને ક્ષણે તો તેથી મારી સૌથી મનગમતી મોજમઝા તદન નાશ પામી ને મારી આગલી રમતગમત તો કડવી લાગવા માંડી; પણ જુઓ, આવુ તો કઇ લાબો વખત કાયમ રહ્યુ નહિ, કેમકે હુ સારીપેઠે જમ્યા પહેલા મારા મનનો ગભરાટ જવા લાગ્યો ને મારૂ અતઃકરણ પાછુ અસલ સ્થિતિ પર આવ્યુ. અરે, મને એટલો બધો આનદ થયો કે આ ગભરાટમાથી હુ મુક્ત થયો, ને તે આગ તો હોલવાઇ ગઇ જેથી હુ નિરકુશ ફરી પાપ કરી શકુ, તે માટે હુ જમીને તૃપ્ત થયો ત્યારે ભાષણનો વિચાર તદન છોડી દઇને મારા આગલા રમત તથા ખેલ તરફ મારૂં મન ઘણી ખુશીથી પાછુ વળ્યુ.

૨૨. પણ તે ને તેજ દિવસે ગિલ્લી-દડો રમતાં રમતાં ગિલ્લીને બદીમાંથી એક વાર મારી ને બીજી વાર મારવાની તૈયારી કરતો હતો, તેવામાં એકાએક એવી એક આકાશવાણી મારા અતકરણમા આવી કે "તારે તારાં પાપ છોડી દઇને સ્વર્ગમા જવુ છે કે તારા પાપ કાયમ રાખીને નરકમા જવુ છે ?" તે ઉપરથી હુ બહુજ અચરત થયો ને મારી ગિલ્લી જમીન પર રહેવા દઇને મેં આકાશ ભણી નજર કરી ત્યારે પ્રભુ ઇસુને મારા ઉપર નજર કરતો મેં મારા મનની આંખે જાણે કે જોયો કે જે મારા પર અતિ ઘણો નારાજ થઇને આવાં ને આના જેવા બીજા દુષ્ટ કૃત્યને લીધે મને કઇ ભારે શિક્ષા કરવાની સખત ધમકી આપતો હોય એવુ મને લાગ્યુ.

૨૩. આવો વિચાર મેં મારા મનમાં કીધો કે તરત હું ઘણો મોટો પાપી હોવાને લીધે સ્વર્ગની આશા રાખવાનો વખત તો ગયોજ, કારણ કે ખ્રીસ્ત મને માફી આપે અથવા મારાં ઉલ્લંઘન માફ કરે એમ બનેજ નહિ, આવી ખાત્રી મારા અંતઃકરણમાં સજ્જડ થઇ ગઇ, કેમકે આગળની સુચનાથી મારાં પાપ મારા મુખ આગળ પાછાં આવીને ખડાં થયાં હતાં પછી આ બાબત વિષે પણ હું મનન કરવા લાગ્યો ને તે પર વિચાર કરતાં કરતા એ પ્રમાણે હશે એવી મને ખાતર લાગી, ત્યારે હવે વખત તો ગયોજ એવું સમજીને હું છેક આશાભંગ થઇ ગયો. તે માટે મેં મારા મનની સાથે એવો ઠરાવ કીધો કે હું પાપ કરતો જઇશ, કારણ કે હું એમ સમજ્યો કે જો આમ હોય તો મારી હાલત ખરેખર દયામણી છે, પછી હું મારા પાપ છોડી દઉં કે તેમાં લાગુ રહું, મને તો માત્ર નરકવાસનો દંડ થવાનો, ને જો તેમ થવાનુંજ તો થોડાં પાપને માટે નરકદંડની શિક્ષા થાય તે કરતાં ઘણાને માટે થાય તો વધારે સારૂં.

૨૪. આ પ્રમાણે જે સર્વ તે વખતે હાજર હતા તેમની સમક્ષ હું મારી રમતમાં ઉભો રહ્યો પણ તેઓને મેં કંઇ કહ્યું નહિ, પણ પછી ઉલો નિર્ણય કર્યા બાદ હું નિરાશપણે ફરી રમવા લાગ્યો, ને વળી મને પક્કું યાદ છે કે થોડીજ વારમા આવી નિરાશા મારા મનમા એવી રીતે ઠસી ગઇ કે, પાપથી જે આરામ થાય છે તે શિવાય બીજા કોઇ પ્રકારનો આરામ મને કદી મળી શકનાર નથી એવી મને ખાત્રી થઇ, કારણ કે સ્વર્ગની આશા તો જતીજ રહી હતી કે જેને લીધે તે પર મારે કંઇ વિચારજ કરવો નહિ જોઇએ. તેટલા માટે ધરાતાં સુધી પાપ કરવાનુ મને ઘણુ મન થયુ ને કયું પાપ કરવાનુ બાકી રહ્યું છે તેની હું શોધ કરતો, એ સારૂ કે તેની મિઠાસ હું ચાખી

જોઉં, ને તેથી થતી મઝાથી મારૂ પેટ ભરવાને માટે મેં બનતી ઉતાવળ કીધી, રખે મારી ઇચ્છા પુરી થયા પહેલાં હુ મરણ પામુ, કેમકે તેની મને ઘણી ગભરામણ હતી. હુ દેવની સમક્ષ પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે, આ બાબતમા હુ જુઠુ બોલતો નથી. તેમજ આવી રીતે બોલવામા હુ કઇ ઢોંગ કરતો નથી, કેમકે ખરેખર આવી મારા પુરા મનની દૃઢ ઇચ્છાઓ હતી. ઉત્તમ પ્રભુ જેની દયા અશોધ્ય છે તે મારાં ઉલ્લઘન મને માફ કરો

૨૫. વળી મને પુરી ખાત્રી છે કે ઘણાની જાણમાં છે તે કરતાં ઘણી વાર શેતાન આવા પ્રકારનુ પરીક્ષણ બિચારા માણસ પર લાવે છે, કે અધમ અને શુષ્ક મનોવૃત્તિથી તથા અત કરણને સુમ કરી નાખવાથી જીવને મઢી લેવો, કે જે મનોવૃત્તિમા તે એવી નિરાશા ચુપકીથી ને પક્કાઇથી ઉપજાવે છે, કે અગર જો મનને કઇ વિશેષ દોષ લાગતો નથી તોપણ હવે અમારે વાસ્તે કંઇ આશા છેજ નહિ એવી તેમના મનમાં ખાત્રી થયા કરે છે, "કેમકે તેઓએ પાપો પર પ્રીતિ કીધી છે તેથી તેઓ તેમની પાછળ જશે." (યિર્મે. ૨, ૨૫ઃ ૧૮; ૧૨).

૨૬. તે માટે હવે પેટપુર પાપ કરવાનુ મળી શકયુ નહિ કે જેથી હું નાખુશ થયો તો પણ મનની ઘણી લાલચથી હુ પાપ કરતો રહ્યો. એ પ્રમાણે આસરે એક મહિના સુધી મને થયુ; પણ એક દહાડો એક પડોસીની દુકાન આગળ ઉભો રહેતાં મારી હમેશની રીત પ્રમાણે હું શાપ દેતાં ને સમ ખાતાં ગાંડા જેવો બની ગયો, ત્યારે ઘરની બાયડી માંહે બેઠી હતી કે જેણે મારૂ સાંભળીને પોતે ઘણી લફ્ગી ને દુષ્કર્મી હોવા છતાં પણ આગ્રહથી કહ્યું કે, તમે એવી ભયાનક રીતે સમ ખાઓ છો ને શાપ દો છો કે તમારૂં સાભળવાથી મને ધ્રુજારી છુટે છે, ને વળી

શાપ દેવાની બાબતમાં તમારા જેવા દુષ્ટ માણસનુ મેં મારી આખી જીંદગીમાં કદી સાંભળ્યુ નથી, અને જો તેઓ કેવળ તમારી સોબતમાં આવે તો આમ કરવાથી તમે આખા શહેરના જુવાનોને બગાડી શકશો.

૨૭. આ ઠપકાને લીધે હુ તો ચૂપ થઇ જઇને અંદરથી શરમાઇ ગયો, એવો કે આકાશમાના દેવની આગળ શરમિંદા પડ્યા જેવુ મને લાગ્યુ તેટલા માટે ત્યા ઉભા રહીને મારૂ માથુ નીચે નમાવતા મેં મારા પુરા મનથી એવુ ચાહ્યુ કે આ ખોટી શાપ દેવાની રીત વગર મારો બાપ મને બોલતાં શીખવે માટે હુ ફરીથી બાળક થઇ જાઉં, કેમકે તેનો મને એવો મહાવરો થઇ પડયો છે કે તે બાબતમાં સુધારો કરવાનો વિચાર બાંધવો તે કેવળ વ્યર્થજ છે, કેમકે એ તો કદી બની શકેજ નહિ એવું મને લાગ્યુ.

૨૮. પરતુ તે કેવી રીતે બની ગયુ તેની મને કઇ ખબરૂં નથી, તો પણ તે વખતથી મેં શાપ દેવાનુ એવી રીતે મુકી દીધુ કે તે જોઇને મને પોતાને ઘણી અજાયબી લાગી, અને મારા વચનને અધિકારયુક્ત કરવાને અર્થે તેમની આગળ પાછળ સોગનરૂપી કઇ પણ શબ્દ કહ્યા વગર મને તો અગાઉ બોલતાં આવડતું નહોતુ તોપણ પાછળથી વગર સોગને આગળના કરતાં વધારે સારી ને ખુશકારક રીતે હુ બોલી શક્યો. પરતુ તે બધો વખત મેં ઇસુ ખ્રીસ્તને ઓળખ્યો નહિ તેમજ મેં મારાં ખેલ તથા રમતગમત પણ છોડી દીધાં નહિ

૨૯. પણ ત્યાર પછી તરતજ જે પોતાને ધર્મ પાળનાર કહેવડાવતો હતો એવા એક ગરીબ માણસની સંગતમાં હું આવી પડ્યો, કે જે મારા તે વખતના સમજવા પ્રમાણે શાસ્ત્ર વિષે ને

ધર્મ બાબત વિષે ખુશકારક રીતે વાત કરતો હતો. એ ઉપરથી તે જે કહેતો હતો તે મને જરા સારૂં તથા મનગમતું લાગવાથી મેં મારા બૈબલ તરફ મન ધાલ્યુ ને તેને વાચવામાં મને ઘણો આનંદ થવા લાગ્યો. પણ ખાસ કરીને તેમાંનો એતિહાસિક ભાગ મેં વાંચવા માંડ્યો, કારણ કે મારા સ્વભાવની ભ્રષ્ટતા તે સંબધી તેમજ મને તારવાને અર્થે ઇસુ ખ્રીસ્તની અગત્યતા તથા લાયકી તે સબધી અજ્ઞાની હોવાને લીધે પાઉલના પત્રો ને તેમના જેવા બીજા શાસ્ત્રના ભાગ તેઓને તો હુ સહન કરી શક્યો નહિ.

૩૦. તે માટે મારા વચન તથા કૃતિમાં હુ કઇક બાહ્ય સુધારો કરવા મંડ્યો ને સ્વર્ગમાં જવાના માર્ગ તરીકે મેં તે આજ્ઞાઓ મારી આગળ ધરી રાખી. તે આજ્ઞાઓ પાળવાને માટે મેં મહેનત પણ કીધી ને મારા સમજવા પ્રમાણે હુ કોઇ વાર તેમને સારીપેઠે પાળતો હતો કે જેથી કરીને મને દિલાસો મળતો. પરતુ એકાદ આજ્ઞા કોઇ કોઇ વારા મારાથી તુટતી કે જેથી કરીને મારા અત કરણમાં સતાપ થતો, પણ તેવામાં હુ પસ્તાવો કરીને એમ કહેતો કે તેને લીધે હુ દલગીર છુ, અને દેવને વચન આપતો કે હવે પછી હુ વધારે સારી રીતે વર્તીશ ને તેથી મને ફરીથી મદદ મળતી, કારણ કે તે સમયમાં હુ એવુ સમજતો કે ઈંગ્લડમાંના ગમે તે માણસની પેઠે હુ દેવને સતોષ પમાડું છું.

૩૧. આવુ ને આવુ તો લગભગ એક વરસ સુધી મને થયુ, કે જે બધો વખત અમારા પડોસીઓએ મને ઘણો ભક્તિવાન ને નવો તથા ધાર્મિક માણસ ગણ્યો અને મારી રહેણી તથા કરણીમાં આવો મોટો તથા જાહેર ફેરફાર જોઇને ઘણા અચરત થઇ ગયા; અને ખરેખર હતુ પણ એમજ; તોપણ ખ્રીસ્ત,

કૃપા, વિશ્વાસ ને આશા તેમને તો હુ જાણુતોજ નહોતો; તે માટે ત્યાર પછી હું સારીપેઠે સમજી ગયો, તે પ્રમાણે તે વખતે હુ જો મરી ગયો હોત તો મારી હાલત ઘણીજ બિહામણી થઇ પડી હોત.

૩૨. પણ હુ ફરી કહેવા માગું છું કે, અતિશે દુષ્ટતાથી બદલાઇ જઇને નૈતિક જીદગી જેવી મારી કઇક કરણી થઇ પડી તે જોઇને મારા પડોસી તો અચરત થઇ ગયા. અને ખરેખર તેમા તો કઇ નવાઇ જેવુ હતુજ, કેમકે "બેથલેહેમનો ટામ" કરીને જે માણુસ તે પાનસયમી થઇ જાય તેના જેવુ આ મારૂં ફરવુ અઘરૂ હતુ. તે માટે હવે તેઓ તો મારી રૂબરૂમાં તેમજ મારી ગેરહાજરીમાં મારા વખાણુ કરવા ને મારા ગુણુ ગાવા ને મારા વિષે સારૂ બોલવા લાગ્યા તેમના કહેવા મુજબ હુ તો હવે ભક્તિવાન, હા, ખરેખર ભલો માણુસ થઇ ગયો હતો; પણુ અરે, મારા વિષે આવુ તેમનુ બોલવુ ને આવા તેમના અભિપ્રાય છે એ મારા જાણ્યામા આવ્યુ ત્યારે તે તો મને બહુ સારૂં લાગ્યુ, એ માટે કે જો કે હજી સુધી હુ તો કેવળ બહારનો દેખીતો ઢોગી હતો, તોપણુ કોઇ ખરેખર ભક્તિવાન માણુસ સમાન મારી પણુ વાત કરવામાં આવે ને મને બહુ ગમતુ મારી સુભક્તિ વિષેનુ મને અભિમાન હતુ ને હુ જે કઇ કરતો તે બધુ માણુસ મને જુએ અથવા તો તેઓ મારા વિષે સારૂ બોલે એજ હેતુથી કરતો હતો. આ પ્રમાણે બારેક માસ સુધી હું આવો ને આવો રહ્યો.

૩૩. હવે તમારે એવુ પણુ ધ્યાનમા લેવાનુ છે કે આ વાત અગાઉ ઘટ વગાડવામા મને ઘણો આનદ થતો હતો, પણુ મારૂં અત કરણુ નરમ થવા લાગવાથી તેમ કરવુ વ્યર્થજ છે એવુ સમજીને તે છોડી દેવાને મેં પરાણે તજવીજ કીધી છતાં મારા

મનમાં હું મુઝાયાં કરતો હતો, તે માટે મિનારામાં જઇને હું જોતો હતો તોપણ વગાડવાને મારી હિમ્મત ચાલતી નહોતી; પરંતુ તેમ કરવું પણ ધર્માનુસાર મને ના લાગ્યું છતાં પણ મેં પરાણે જોયાં કીધું. પણ પછી થોડીજ વારમાં હું એવું વિચારવા લાગ્યો કે જો એકાદ ઘંટ પડી જાય તો શું? ત્યારે એક ભારોટિયો કે જે એક બાજુથી બીજી બાજુ સુધી એમ મિનારામાં આડો મુકેલો હતો તેની નીચે સહિસલામત ઉભું રહી શકાય એવુ સમજીને મેં તો ત્યાં ઉભા રહેવાનું ઠરાવ્યુ. પણ તરત એવો વિચાર પણ મારા મનમાં આવે કે ઝુલતો ઝુલતો ઘંટ પડી જાય તો દિવાલ સાથે પહેલાં અથડાય ને પછી મારા પર ઉછળીને આ ભારોટિયો છતાં મારૂ મોત નિપજાવે; તેને લીધે હુ મિનારાના દરવાજામાં ઉભો રહ્યો ત્યારે મને એવુ લાગ્યુ કે, હવે અહી તો હું સહિસલામત છું, કેમકે ઘંટ પડી જાય તોપણ આ જાડી દિવાલોની પછવાડે ખસી જઈને હુ બચી શકુ.

૩૪. માટે ત્યાર પછી તેઓને વગાડતાં હુ હજી જોવા જતો હતો તોપણ મિનારાના દરવાજાથી જરા પણ આગળ જતો નહિ. પણ પછી મારા મગજમાં એવુ આવ્યુ કે જો મિનારોજ પડી જાય તો શું? અને ઉભો રહીને હું જોતો ત્યારે આ વિચારથી (એટલે, કોણ જાણે તે પડી જાય કે નહિ તેથી) મારા મનમાં એટલો બધો થરથરાટ થયાં કરતો કે મિનારાના દરવાજા પાસે વધારે વખત ઉભા રહેવાને માટે મારી છાતી ચાલી નહિ, પણ મારા માથા પર મિનારો તુટી પડે એવી બીકથી મારાથી નાસી ગયા વગર રહેવાયુ નહિ.

૩૫. બીજી વાત મારા નાચવા બાબતની હતી; પુરા એક વરસ સુધી તે મારાથી મુકી દેવાયુ નહિ. પણ તે બધો વખત

જ્યારે જ્યારે મારા સમજવા પ્રમાણે કોઇ પણ આજ્ઞા મારાથી પાળવામાં આવતી તેમજ કોઇ પણ સારૂં કામ વચને કે કૃતિએ મારાથી થતું ત્યારે ત્યારે મારા અંતઃકરણમાં ઘણી શાંતિ થતી, ને મારામાં એવો વિચાર આવતો કે હવે દેવ મારા પર પ્રસન્ન થયા વગર રહેજ નહિ; હા, મારી પોતાની રીત પ્રમાણે કહુ તો દેવને ખુશ કરી શકે એવો મારા જેવો બીજો કોઇ માણસ ઈંગ્લાંડમાં છેજ નહિ, એવુ મને લાગ્યુ.

૩૬. પણ અરે, હું કેવો ભાગ્યહીન કે તે બધો વખત હુ ઇસુ ખ્રીસ્તને ન ઓળખતાં પોતાનાજ ન્યાયીપણાને સ્થાપન કરવા પ્રયત્ન કરતો હતો અને જો દેવે દયા કરીને મારી દૈહિક સ્થિતિ વિષે મને વત્તું જણાવ્યુ ના હોત તો હુ તેમાંજ નાશ પામત.

૩૭. પણ એક દહાડો મારો ધંધો ચલાવવાને વાસ્તે હું તો ઇશ્વર ઇચ્છાથી બેડફોર્ડ જવા પામ્યો, અને તે શહેરના એક રસ્તામાં દેવ સબંધીની બાબતો વિષે વાત કરતાં કરતાં ત્રણ ચાર ગરીબ બાયડી એક બારણા આગળ તડકામા બેઠેલી હતી, ત્યાં હુ આવી પહોચ્યો. ત્યારે તેમને વાત કરતી સાંભળવાની ઇચ્છાથી તેઓ શું કહે છે તે સાંભળવાને માટે હુ તેઓની નજીક ગયો, કારણ કે ધર્મ બાબત સબંધી હું પડે તો ચાલાક બોલનાર થઇ પડ્યો હતો; પણ મને કબુલ કરવુ પડે છે કે સાંભળ્યા છતાં પણ સમજ્યો નહિ, એ માટે કે તેઓ તે વિષયમા એટલી આગળ વધેલી હતી કે મારાથી તેઓને પહોંચી વળાય એમ નહોતું. તેમની વાત તો કંઇ નવા જન્મ સબંધીની, તેમનાં હૃદય પરના દેવના કામ સબધીની ને તેમની દુઃખી દૈહિક હાલત વિષે તેમને ખાત્રી કેવી રીતે થઇ પડી તે સબધીની હતી. વળી પ્રભુ

ઇસુમાંની પોતાની પ્રીતિથી દેવે કેવી રીતે તેમના આત્માની મુલાકાત લીધી હતી તે, અને શેતાનના પરીક્ષણ સામે કેવાં બોલ તથા વચનથી તેઓને તાજગી, દિલાસો ને ટેકો મળ્યાં હતાં તે વિષે તેઓ બોલતી હતી બીજુ કે ખાસ શેતાનની સૂચનાઓ તથા પરીક્ષણો વિષે વાત ચલાવતાં તેઓને શાથી પીડા થઇ હતી ને તેના હુમલા સામે તેઓ કેવી રીતે ટકી શકી હતી તે વિષે તેઓ માહોમાહે વાત કરતી હતી તે ઉપરાત પોતાના હૃદયની દુષ્ટતા ને પોતાના અવિશ્વાસ વિષે તેઓ બોલતી હતી, ને તેઓ પોતાના ન્યાયીપણાને મલીન ને તેઓનુ કઇ પણ ભલુ કરવાને અપૂર્ણ ગણીને તેનો તિરસ્કાર કરતી, તેને હલકુ ગણી કાઢતી ને તેથી બહુ કટાળી જતી હતી

૩૮. ત્યારે તેઓ જાણે કે હરખને કારણે બોલતી હોય એવુ મને લાગ્યુ, અને વાતો કરતા કરતા તેઓએ શાસ્ત્રમાનાં એવા સારાં વાક્ય વાપર્યા ને તેમની બધી વાતમાં એટલી બધી ખુબી દેખાઇ આવી કે તેઓ કઇ નવી દુનિયા પ્રાપ્ત કરી લઇને "અલાહિદા રહેનારા લોક હોય ને તેમના પડોસી ભેગા તેઓએ નહિ ગણાવા જોઇએ" એવુ મને લાગ્યુ (ગણ. ૨૩, ૯).

૩૯. તે ઉપરથી મને એવુ જણાઇ આવ્યુ કે મારા પોતાના હૃદયમાં ધ્રુજાગી થવા લાગી ને મારી હાલત વ્યર્થ હશે એવી મને શકા થઇ, કારણ કે મને એવુ માલમ પડ્યુ કે ધર્મ તથા તારણ વિષેના મારા સર્વે વિચારમાં નવા જન્મની વાત તો મારા મનમાં આવીજ નહિ, તેમજ બોલ તથા વચનથી થતા દિલાસાનુ ને મારા પોતાના દુષ્ટ હૃદયની દગલબાજી તથા કપટનું મને કઇ ભાન નહોતું. અને મારા ગુપ્ત વિચારો વિષે કહુ તો મેં તેઓને ધ્યાનમાં લીધાજ નહિ તેમજ શેતાનનાં પરીક્ષણો એટલે

શુ, તેઓની સામે કેવી રીતે થવુ જોઇએ વિગેરે બાબતોના મને કઇ સમજણુ ન હતી

૪૦. એ પ્રમાણે તેમની કહેલી વાત સાભળીને તેનો વિચાર કર્યા બાદ તેમને મુકીને હુ ફરીથી મારે ધધે વળગી ગયો, તોપણુ તેમની વાતચીત મારા મનમા ને મનમા કાયમ રહી વળી મારૂ હૃદય તેઓની સાથે રહેવા ઇચ્છતુ હતુ કેમકે તેમના બોલવાથી મારા ઉપર ઘણી અસર થઇ હતી, કારણુ કે તેથી ખરેખરા ધાર્મિક માણુસના ખરાં લક્ષણુ મારામા છેજ નહિ, તેમજ જેનામા એવા લક્ષણુ હોય તે તો ખરેખર સુખી ને આશીર્વાદિત હોયજ એવી મને ખાત્રી થઇ.

૪૧. તે માટે આ ગરીબ લોકની સગતમા હુ જાણી જોઇને ફરી ફરીને જતો હતો, કેમકે ગયા વગર મારાથી રહેવાતુ નહોતુ. અને જેમ જેમ હુ તેઓની પાસે વધારે ને વધારે જતો ગયો તેમ તેમ મારી હાલત હુ તપાસતો ગયો કે જેથી, મને યાદ છે તેમ, મારામાં બે વાનાં જણાઇ આવ્યાં કે જેઓને લીધે તે અગાઉજ હું કેવો આંધળો, અજ્ઞાની, નીચ તથા દુષ્ટ માણુસ હતો તે ધ્યાનમાં લેતાં હુ કોઇ કોઇ વાર અચબો પામતો. એક તો એવુ હતું કે મારા હૃદયની ઘણી નરમાસ તથા કોમળતા કે જેથી શાસ્ત્રને આધારે તેઓએ જે કઇ કહ્યું તેની મને ખાત્રી થઇ, અને બીજું તો એવુ હતુ કે શાસ્ત્ર વિષે તેમજ જે કઇ સારી વાત મેં કદી વાંચી કે સાંભળી તે વિષે મનન કરવા તરફ મારા મનનું ઘણુ વળણુ.

૪૨. આવી બાબતોથી મારૂ મન તો એવી રીતે ફરી ગયુ કે જાણે કે નસ પર મુકેલી જળોની પેઠે "આપ, આપ" એવુ તે પોકાર્યાં કરતું ( દ્દષ્ટા. ૩૦; ૧૫). હા, તે તો અનતતા પર તેમજ આકાશમાંના રાજ્યની વાતો પર ( એટલે ઇશ્વર જાણે છે

તેમ મેં હજી સુધી થોડુંજ જાણ્યુ હતુ તોપણ જેટલુ મારી જાણમાં હતુ તેટલા પર) એવી રીતે ચોટી ગયુ કે મોજમઝા, લાભો, સમજુતી, ધમકી એઓમાંનું કોઇ તેને છુટું કરવા અથવા તેને છોડી મુકાવવા શક્તિવાન નહોતું; અને અગર જો મને બોલતાં શરમ લાગે છે તોપણ વાત ખરેખરીજ છે કે તે પછી મારૂ ધ્યાન પૃથ્વી પરથી ઉઠાવીને સ્વર્ગ પર લગાડવામા જેટલુ મુશ્કેલ લાગે છે તેટલુ તે વખતે મારૂ ધ્યાન સ્વર્ગપરથી ઉઠાવીને પૃથ્વી પર આણવુ મને મુશ્કેલ હતુ.

૪૩. મારે એક વાત પડતી મૂકવી જોઇતી નથી તે એ છે કે, અમારા ગામગાં એવો એક જુવાન હતો કે જેની સાથે બીજા કરતાં મારો જીવ વિશેષ એકગાંઠ થઇ ગયો હતો, પણ શાપ દેવાને, સમ ખાવાને ને વ્યભિચાર કરવાને લીધે તે બહુ દુષ્ટ હતો તે માટે હવે હુ તેને છોડી દઇને તેની સોબતથી છેટો રહ્યો, પણ તેને છોડી દીધા પછી ત્રણેક મહિનામાં તેને એક ગલીમાં હુ મળ્યો ને તેને પૂછ્યુ કે ભાઇ, કેમ છે? ત્યારે પોતાની હમેશની ગાંડી ને સોગન ખાવાની રીત પ્રમાણે તેણે જવાબ આપ્યો કે ઠીક છે. ત્યારે હુ બોલ્યો કે "હરી, તમે શુ કરવા આ પ્રમાણે શાપ દો છો ને સમ ખાઓ છો? આવી હાલતમાં તમે મરી જાઓ તો તમારૂં શુ થશે?" તેણે તો બહુ ગુસ્સે થઇને મને જવાબ દીધો કે "મારા જેવો કોઇ ના મળે તો સૈતાનનો સોબતી કોણ થાય?"

૪૪. સુમારે તે સમયે *રાંટરોનાં કેટલાંએક પુસ્તક મારે હાથ આવ્યાં કે જે આપણા કેટલાએક દેશી ભાઇઓએ પ્રગટ કર્યા હતાં, ને જે કેટલાએક ઘરડા ધર્મ પાળનારાઓથી વિશેષ

---

*૧૭મા સૈકામાનો એક પંથ.

માન્ય ગણાતાં હતાં. તેમાના કેટલાએક મેં વાચ્યાં પણ ખરાં, તોપણ તેઓ વિષે કઇ અભિપ્રાય હુ બાધી શક્યો નહિ. તે માટે તેઓને વાચતાં વાંચતાં ને તે પર વિચાર કરતા કરતાં કઇ પણ અભિપ્રાય નહિ બાધી શકાયાને લીધે હુ આ પ્રમાણે ખરા ભાવથી પ્રાર્થના કરવા મડી પડતો કે, "હે પ્રભુ, હુ તો નિર્બુદ્ધ છું ને સત્ય અસત્ય પારખી શકતો નથી; પ્રભુ, આ મત માન્ય કરવા અથવા તો તેને ખોટો ઠરાવવા મને મારા પોતાના અધાપામાં મુકી ન જા, જો તે દેવ તરફથી હોય તો મને તેનો ધિક્કાર કરવા ન દે, પણ જો તે શેતાન તરફથી હોય તો મને તે ગ્રહણ કરવા ન દે. પ્રભુ, આ બાબતમાં હુ મારો આત્મા તારા ચરણ આગળજ મુકુ છુ, માટે મને ઠગાવા ન દે, એવી નમ્રતાપૂર્વક અરજ હુ તારી આગળ ગુજારૂં છું." તે બધો વખત મારો એક ધાર્મિક જીવજાન મિત્ર હતો, તે તો પેલા ગરીબ માણસ વિષે હુ બોલી ગયો તે હતો, પણ તે અરસામાં તે પણ ઘણો શેતાની રાટર બની ગયો ને દરેક પ્રકારની મલીનતા ને વિશેષે કરીને અશુદ્ધતાને વશ થઇ ગયો. વળી કોઇ દેવ કે દૂત કે આત્મા છે એ વાતની તે ના પાડતો હતો. તે ઉપરાંત સાવધ થવા વિષેના બધા બોધને તે હસી કાઢતો, ને તેની દુષ્ટાઇને લીધે હુ તેને ઠપકો દેવાનુ કરતો ત્યારે તે વિશેષ હસતો, ને બધા ધર્મની અજમાયેશ મેં કરી લીધી તો પણ અત્યારસુધી ખરો ધર્મ મને પ્રાપ્ત થયો નહોતો એવુ તે ડોળ ઘાલતો હતો. વળી તેણે એવુ પણ મને કહ્યું કે, થોડી વારમાં તમે બધા ધર્મ પાળનારાઓને રાંટરોના માર્ગ ભણી ફરતા જોશો. એ માટે એ શાપિત ધર્મસિદ્ધાતોનો તિરસ્કાર કરીને મેં તેની સોબત લાગલીજ છોડી દીધી, અને જેટલે દરજ્જે અગાઉ હુ તેનો જીવજાન મિત્ર હતો તેટલેજ દરજ્જે મેં તેની મિત્રતા છોડી.

૪૫. એકલો આ માણુસ મારે માટે પરીક્ષણરૂપ હતો કેવળ એમ નહિ પણ મારો ધંધો પ્રદેશમાં હોવાથી હુ બીજા કેટલાએક જણની સગતમાં આવી પડયો કે જેઓ અગાઉ ધર્મચુસ્ત હોવા છતાં આ રાંટરોની પાછળ ધસડાઇ ગયા હતા. એઓ પણ તેમના માર્ગ સંબધી મારી સાથે વાત કરતા ને જેઓ પોતાની મરજી મુજબની વર્ત્તણુક ચલાવીને પાપ કરતા નથી તેઓ એકલા સપૂર્ણતા સુધી આવી પહોચ્યા છે એવુ ડોળ ઘાલીને મને માત્ર નિયમ પ્રમાણે ચાલનાર તથા અજ્ઞાન તરીકે ગણી કાઢતા. અરે ! આ પરીક્ષણો તો મારા દેહને માફક આવે એવાં હતાં, કેમકે હુ તો હજી જુવાનજ હતો ને મારો સ્વભાવ તેની પૂર્ણ કળામાં હતો ; પણ દેવ કે જેણે મારી આશા પ્રમાણે મારા વિષે વધારે સારો ઇરાદો રાખ્યો હતો તેણે તો મને પોતાના નામની બીકમાં રાખ્યો ને આવા શાપિત ધર્મસિદ્ધાંત મને સ્વીકારવા ન દીધા. અને દેવને ધન્ય હોજો કે જેણે મારી પોતાની અક્કલનો અણભરોસો કરીને તેને હાક મારવી કે તે મને નિભાવીને દોરી જાય એવુ મારા હૃદયમા ઉતાર્યું, કારણ કે ત્યારથી રાંટરોની ભૂલથી એટલુજ નહિ પણ તે પછીની નીકળેલી ભૂલથી તેણે મને બચાવી રાખ્યો, કે જેમા તે પ્રાર્થનાની અસર પણ મને માલમ પડી. તે દહાડાઓમાં બેબલ તો મને કીમતી લાગતુ હતુ.

૪૬. અને હવે મને એમ લાગ્યુ કે જાણે નવી આંખે હુ બૈબલમા મારૂં ચિત્ત પરોવવા લાગ્યો ને અગાઉ કદી નહિ તેમ તેને વાચવા લાગ્યો, ને તેમા ખાસ કરીને પાઉલ પ્રેરિતના પત્રો મને મીઠા તથા આનદકારક લાગ્યા. ખરેખર તે વખતમાં તેને વાચતાં અથવા તો તેના વિષે મનન કરતા મારૂ ધ્યાન બૈબલની બહાર હતુજ નહિ, અને સત્યને તથા સ્વર્ગ ને મહિમાના માર્ગને હુ જાણુ એવો હુ દેવ આગળ પોકાર કર્યા કરતો હતો.

૪૭. અને વાંચતાં વાંચતાં આ એક વાક્ય આગળ હુ આવ્યો, કે "એકને આત્માથી જ્ઞાનની વાત અપાઇ છે, ને બીજાને એજ આત્માથી વિદ્યાની વાત; ને બીજાને એજ આત્માથી વિશ્વાસ," ઇત્ય. ૧ કરી. ૧૨. અને આ શાસ્ત્રવાક્યથી પવિત્ર આત્મા મુખ્યત્વે કરીને અસાધારણ બાબતો સુચવે છે એવું મને પાછળથી જણાઇ આવ્યુ, તોપણ તેજ વખતે મને એવી પુરી ખાત્રી થઇ કે મને સાધારણ બાબતોની, એટલે બીજા ખ્રીસ્તીઓને જે જ્ઞાન તથા બુદ્ધિ છે તેની મને જરૂર છે. આ વચન પર મનન કરતાં મારે શું કરવુ જોઇએ તેની કઇ સૂઝ મને પડી નહિ; વિશેષે કરીને આ 'વિશ્વાસ' શબ્દને લીધે હુ ગુંચવણમાં આવી પડયો, કેમકે મને કઇ વિશ્વાસ છે કે નહિ એવુ કોઇ કોઇ વાર તપાસ્યા વગર મારાથી રહેવાતુ નહોતું. પણ મને કઇજ વિશ્વાસ નથી એવો વિચાર બાંધવા હુ બિલકુલ નાખુશ હતો, એ માટે કે જો હુ બાંધુ તો ખરેખર ઇશ્વરે મારો ત્યાગ કીધો છે એવુ મારા મનમાં આવશે એમ લાગ્યુ.

૪૮. પોતાના મનની સાથે બોલતાં મેં કહ્યુ કે ના, જો કે મને ખાત્રી છે કે હુ અજ્ઞાની મૂર્ખ માણસ છું, ને જ્ઞાન તથા બુદ્ધિરૂપ શુભ દાન બીજાઓને મળેલાં છે તે મને મળ્યાં નથી, તોપણ વિશ્વાસ એટલે શું તેની મને ખબર નથી, છતાં હું તદન વિશ્વાસ રહિત નથી એવુ અનુમાન કરવાનું હું મારે માથે વ્હોરી લઇશ; કારણ કે મને એવુ જણાઇ આવ્યુ હતું (ને તે મારા તે પછીના સમજવા પ્રમાણે શેતાન તરફથી) કે જેઓ પોતાને વિશ્વાસ રહિત ગણે છે તેઓના આત્મામા કઇ આરામ કે શાંતિ વળતી નથી, ને વળી છેક નાઉમેદીમાં આવી પડવાને હું રાજી નહોતો.

૪૯. માટે આ વિચારે કરીને મારામાં વિશ્વાસની ખામી છે એવું જોવાથી હું કઇંક મુદ્દત સુધી બિધો; પણ દેવ મને આવી રીતે મારા આત્માને ઉથલાવી નાંખવા ને તેનો નાશ કરવા દે એમ નહોતું, પણ આ મારા દુઃખદ તથા બુદ્ધિહીન વિચારથી ઉલટા વિચારો એવી રીતે મારામાં નિરંતર પેદા કર્યા કરતો કે મને વિશ્વાસની ખામીજ છે તો શું ? મને વિશ્વાસ છે એ કેમ કરીને કહેવાય એવુ વિચાર્યા કરતાં મને વિશ્વાસ છે કે નહિ તેની કઇ નક્કી ખબર મને નહિ મળે ત્યાં સુધી મને કઇ સતોષ વળી શક્યો નહિ. અને તે ઉપરાંત મને નિશ્ચયપૂર્વક જણાઇ આવ્યુ કે મને વિશ્વાસ ન હોય તો મારો સદાકાલિક નાશ જરૂર થવાનો.

૫૦. તે માટે અગર જો મે પહેલવહેલા વિશ્વાસની બાબત તપાસવા પ્રયત્ન કીધો તોપણ થોડી વારમાં તેનો વધારે સારી રીતે વિચાર કરીને મને વિશ્વાસ છે કે નહિ તે વિષે મારૂ પોતાનુ પારખુ કરી લેવાનુ મને મન થયુ. પણ અરે, હુ કેવો ભાગ્યહીન કે હુ આટલો બધો અજ્ઞાની તથા નિર્બુદ્ધ હતો, કે કદી દીઠેલુ કે ધ્યાનમા લીધેલુ નહિ એવુ કળાનુ કોઇ પણ અસાધારણ તથા નવાઇ જેવુ કામ શરૂ કરતાં ને તેને પુરૂં કરતાં મને આવડતુ નથી, તેમજ તે પારખુ કેવી રીતે થઇ શકે તે વિષે હુ હજી સુધી માહિતગાર નહોતો.

૫૧. માટે આ પ્રમાણે તેનો વિચાર કરતા કરતાં મને ઘણી અકળામણ થઇ, (હવે તમારે જાણવુ જોઇએ કે આ બાબત સબધી મેં હજી સુધી કોઇની આગળ મારૂ મન ખોલ્યુ નહોતુ, હુ તો કેવળ સાંભળતો ને વિચાર કરતો) એટલામાં પરીક્ષણ કરનારે આવીને એવી ખોટી સમજુતી આપી કે મને કઇ વિશ્વાસ છે કે નહિ તે જાણવાને અર્થે કોઇ પણ ચમત્કાર

કરવાને પ્રયત્ન કર્યા શિવાય બીજો કોઇ રસ્તો નથી, અને આ પરીક્ષણને ટેકો તથા બળ આપવાને માટે જેમાં આવો બોધ રહેલો દેખાતો હોય તેવા ધર્મલેખથી તે મને બહુ સમજાવવાનુ કરતો એટલુંજ નહિ પણ એક દહાડે હુ એલસ્ટો ને બેડફોર્ડની વચ્ચે હતો ત્યારે મને વિશ્વાસ છે કે કેમ એવુ કઇ પણ ચમત્કાર કરીને તપાસી જોવાને મારૂ મન ઘણુ લલચાયુ ; અને તે ચમત્કાર તે વખતે આ હતો કે, ઘોડાનાં પગલાંમાંનાં ખાબોચીઆંને એમ કહેવુ કે સુકાં થઇ જાઓ, ને સુકી જગ્યાઓને એમ કહેવુ કે તમે ખાબોચીઆ થઇ જાઓ ; અને બેશક હુ એક વખત એમજ કહેવાનો હતો ખરો, પણ હુ બોલવાની તૈયારીમા હતો એવામાંજ મારા મનમા એવો વિચાર આવ્યો કે, પહેલા પેલી વાડ તળે જઇને પ્રાર્થના કરો કે દેવ તમને શક્તિવાન કરે પણ હુ પ્રાર્થના કરવાના ઠરાવ ઉપર આવ્યો કે તરત મને આવો વિચાર આવ્યો કે પ્રાર્થના કરી આવીને તેમ કરવાને પ્રયત્ન કર્યા છતાં મારાથી કઇ બની શકે નહિ તો તેથી મને કઇ વિશ્વાસ નથી ને હુ ઇશ્વરથી તજી દેવાએલો ને નાશ પામેલો છુ એવુ નક્કી જણાય. તે ઉપરથી મને એવુ લાગ્યુ કે જો એમ હોય તો હજી અજમાયેશ નહિ કરતા હુ જરા વધારે વખત લગી ધીરજ રાખુ.

૫૨. એ પ્રમાણે મને ઘણી અકળામણ થયાં કરતી, કેમકે હુ એમ સમજ્યો કે જેઓ આવા અજાયેબ જેવા કામ કરી શકે એકલા તેઓનેજ વિશ્વાસ હોય તો હાલમા મને વિશ્વાસ છેજ નહિ, માત્ર એટલુજ નહિ પણ ભવિષ્યમા મને કદી તે થવાનો સભવ લાગતો નથી. આવી રીતે શેતાન તથા મારી પોતાની અજ્ઞાનતા વચ્ચે હુ ઝોલા ખાતો ને કોઇ કોઇ વખત ખાસ કરીને એટલો બધો ગુંચવાતો કે મારે શું કરવુ જોઇએ તેની કઇ મને સૂઝ પડતી નહિ.

૫૩. સુમારે આ અરસામાં એક પ્રકારના સદ્દર્શનમાં બેડફોર્ડના આ ગરીબ લોકની હાલત તથા સુખ મારી નજરે આ પ્રમાણે પડ્યાં મેં જોયુ કે જાણે તેઓ કોઇ ઉંચા પર્વતના સૂર્યના તડકાવાળા ઢાળ ઉપર રહીને સૂર્યના ખુશકારક કિરણોથી આરામ લેતા હતા એટલામા હીમ, બરફ ને કાળા વાદળાથી હેરાન થઇને હુ તો ટાઢમા ધ્રુજતો ને કાપતો વળી મારી તથા તેઓની વચ્ચે આ પર્વતને ફરતી એક દિવાલને મેં દીઠી કે જેમા થઇને જવા સારૂ મારા આત્માને ઘણી ઇચ્છા થઇ, કારણ કે હુ સમજ્યો કે જો બની શકે તો તેઓની વચ્ચોવચ જઇને તેમના સૂરજના તડકાથી હુ પણ આરામ પામુ.

૫૪. અને મને એવુ પણ લાગ્યુ કે મે ફરી ફરીને આ દિવાલની પ્રદક્ષિણા કીધી ને જેમાથી તેની અંદર પેસી શકાય એવો કઇ રસ્તો કે માર્ગ મળી શકે કે કેમ તેની ચાલતા ચાલતાં મેં તપાસ કીધી, પણ કેટલાક વખત સુધી મને એવુ કઇ જડયુ નહિ. આખરે દિવાલમા એક નાના સરખા બારણા જેવુ સાંકડું છીડું મેં જોયુ, જેમાથી જવા મેં કોશીશ કીધી. હવે રસ્તો બહુજ સાંકડો હોવાના કારણથી માંહે પેસવાને માટે મે ઘણા પ્રયત્ન કીધા, એટલે સુધી કે કોશીશ કર્યાથી હુ લગભગ છેક થાકીને લોથ થઇ ગયો તોપણ કઇ ફાવ્યુ નહિ; છેવટે ભારે મહેનત કર્યાથી પહેલવહેલાં મારૂ માથુ, પછી ખૂબ મહેનતથી પાસુ ફેરવીને મારા ખભા ને મારૂ આખુ શરીર હુ ઘાલી દેવા પામ્યો એવું મને લાગ્યુ. ત્યારે મને અતિશે આનંદ થયો ને તેઓની વચમાં જઇને હુ બેસી ગયો કે જેથી કરીને તેમના સૂરજના પ્રકાશ તથા તાપથી હુ આરામ પામ્યો.

૫૫. હવે આ પર્વત, દિવાલ ઇત્યાદીનો એવો ખુલાસો મને થયો કે પર્વત તે જીવતા દેવનુ મંદિર; તેના ઉપર પ્રકાશતો

સૂરજ તે તો તેની અંદરના લોક પર દેવના કૃપાળુ મુખનો દિલાસાદાયક પ્રકાશ, દિવાલ એટલે જે વચન ખ્રીસ્તીઓને ને જગતને જુદા પાડે છે તે, અને દિવાલમાનુ છીંડુ એટલે ઇસુ ખ્રીસ્ત જે દેવ બાપ પાસે જવાનો રસ્તો છે તે, એવુ મને લાગ્યુ; યો. ૧૪, ૬. મા. ૭; ૧૪ પરતુ છીડુ તો અતિશે સાકડુ હતુ એટલે સુધી કે મહા મુશ્કેલીથીજ મારાથી પેસી શકાય એવુ હતુ કે જે ઉપરથી મને એવુ જણાઇ આવ્યુ કે જેઓ ખરેખરા આતુર થઇને પેલા દુષ્ટ જગતને એકદમ છોડી દે છે એકલા તેઓજ જીવનમા પેસી શકે છે; કારણ કે ત્યા તો કેવળ શરીર તથા આત્માને સારૂ જગ્યા હતી, પણ શરીર તથા આત્મા તથા પાપને સારૂ નહોતી.

૫૬. સદર્શનનો આ આભાસ ઘણા દિવસ લગી મારા મન આગળ રહ્યો ને તે બધો વખત હુ તજાઇ ગએલી ને દલગીરી ભરેલી સ્થિતિમા છું એવુ મને લાગ્યુ, પણ એટલુ છતા તડકામાં બેઠેલાંઓની સાથે બેસવાની મને ઘણી તૃષ્ણા ને ઇચ્છા ઉત્પન્ન થઇ. ત્યારે હુ જ્યા કઇ હોઉં, પછી પોતાના ગામમાં કે બહાર, ઘરમાં કે ખેતરમા હોઉં, ત્યાં હુ પ્રાર્થના કરૂં. અને તે શિવાય એકાવનમા ગીતમાનુ "હે પ્રભુ, મારી લાચારી સામુ જો" એવુ હુ ઘણી વાર ખરા મનના ઉત્સાહથી ગાતો હતો, કારણ કે હું ક્યા છુ તેની હજી મને કઇ ખબર નહોતી.

૫૭. તેમજ મને ખ્રીસ્ત પરનો વિશ્વાસ છે તેની કઇ સતોષકારક ખાત્રી તો હુ હજી સુધી મેળવી શક્યો નહિ, પણ તે બાબતમા મને કઇ સતોષ મળ્યાને બદલે મારા ભવિષ્યકાળના સુખ વિષે નવા શકો મારા આત્મા પર ઉપરાછાપરી આવતા હોય એવુ મને લાગ્યુ, ને વિશેષે કરીને તે આવા હતા કે હુ પસદ કરાએલો છુ કે નહિ? કૃપાનો દહાડો આવી ગયો હોય તો તેનુ કેમ?

૫૮. આ બે પરીક્ષણોએ કરીને મને તો કોઇ વાર એકથી ને કોઇવાર બીજાથી ઘણી પીડા તથા અશાંતિ થઇ. અને પહેલવહેલાં મારા પસંદ થવા સંબધીના શક વિષે બોલુ તો મને તે વખતે એવુ માલમ પડયુ કે જો કે સ્વર્ગ તથા મહિમાનો રસ્તો શોધી કાઢવા હુ ઘણો આતુર હતો ને આ શોધથી મને ફેરવી શકે એવુ કંઇ હતુજ નહિ તો પણ આ શકથી મને એવુ ખોટુ લાગ્યુ ને હુ એટલો બધો નાહિમ્મત થયો કે તેના બળ તથા પરાક્રમથી મારા શરીરની શક્તિ પણ જાણે કે નષ્ટ થઇ હોય એવો હુ થઇ ગયો, ને તે વળી કોઇ વાર વિશેષે કરીને થતો હતો અને "એ તો ઇચ્છનારથી નહિ ને દોડનારથી નહિ પણ દયા કરનાર દેવથી થાય છે," આવુ જે શાસ્ત્રવાક્ય (રૂ. ૯, ૧૬) તે મારી સર્વે ઇચ્છાને જાણે કે ચગદી નાખતુ હોય એવુ મને લાગ્યુ

૫૯. આ શાસ્ત્રવાક્ય વિષે મારે શુ કરવુ જોઇએ તેની મને કંઇ સૂઝ પડી નહિ, કેમકે મને એવુ સાફ જણાયુ કે જો મહા મોટા દેવે અપાર કૃપા તથા મેહેરબાની કરીને દયાના પાત્ર થવાને અર્થે મને પોતાની રાજીખુશીથી પસંદ કીધો ન હોય તો મારૂ હૈયુ ફાટી જાય ત્યાં લગી પણ હુ ઇચ્છા તથા ઉત્કંઠા રાખુ ને અત્યંત શ્રમ કરૂ તોપણ મારૂ કંઇ વળે નહિ. તેને લીધે આવુ તો મારા મનમાં ચોંટી રહેતુ કે તમે પસંદ કરાએલા છો એ કેમ કરીને જણાય? અને તમે પસંદ કરાએલા નથી તો શુ? તેનુ કેમ?

૬૦. હે પ્રભુ, હુ પસંદ કરાએલોજ નથી તો પછી કેમ, એવુ મારા મનમા આવ્યુ. તમે પસંદ કરાએલા નહિ હો એવુ પરીક્ષકે કહ્યુ, ને એમ હશેજ એવુ મને લાગ્યુ. ત્યારે શેતાને મને કહ્યુ કે તમે એ કામ પડતુ મુકો ને કંઇ વધારે કોશીશ નહિ કરો તો સારૂં, એ માટે કે જો તમે દેવથી તેડાએલા ને પસંદ

કરાએલા નહિજ હો તો તમારૂં તારણ થયાની કંઇ વાતજ નહિ, કારણ કે "એ તો ઇચ્છનારથી નહિ ને દોડનારથી નહિ, પણ દયા કરનાર દેવથી થાય છે."

૬૧. તેને શું કહેવુ જોઇએ ને આ પરીક્ષણોનો શો જવાબ આપવો જોઇએ તે નહિ જાણતાં આવી બાબતોથી મારી બુદ્ધિ ગુમ મારી ગઇ (તેમાં શેતાને મારા ઉપર હુમલો કીધો છે એવુ જરાએ નહિ પણ આ સવાલ મારા પોતાના ડહાપણે ઉત્પન્ન કીધેલો છે એવુ મને લાગ્યું); કારણ કે એકલા પસંદ કરાએલા-ઓજ અનંતજીવન પામે છે, આવુ તો કંઇ આચકો ખાધા વગર મેં પુરા મનથી માન્ય કીધુ, પણ હુ પડે તેઓમાંનો એક છું કે નહિ એજ સવાલ હતો.

૬૨. માટે આ પ્રમાણે ઘણા દિવસ સુધી મને આવા વિચાર ઉપરાછાપરી આવતા હતા ને તેને લીધે મને ઘણી ગભરામણ થતી હતી ને વારંવાર જ્યાં કંઇ હુ ચાલી જતો ત્યાં મારૂં મન મૂર્છિત થવાથી હુ છેક નિરાશ થઇ જતો; પણ એક દિવસ ઘણાં અઠવાડિયાં સુધી પીડિત તથા ઉદાસ થયા બાદ હુ હવે અનંતજીવન કદી પામવાની તમામ આશા ઉપરથી મારો હાથ ઉઠાવવાની તૈયારીમાં હતો, એટલામાં "પુરાતન પેઢીઓ પર લક્ષ લગાડીને જુઓ, દેવ પર ભરોસો કર્યા છતાં કોઇ વીલો પડ્યો છે શુ?" એ વાક્યની અસર મારા મન ઉપર ઘણીજ થઇ.

૬૩. તેથી મારા મન ઉપરથી ઘણો બોજો કમી થઇ ગયો ને મને ઘણી હિમ્મત આવી, કારણ કે તેજ ઘડીએ મારા સમજવામાં આવ્યુ કે ઉત્પત્તિની શરૂઆતથી માડીને પ્રકટીકરણના અંત સુધી વાંચીને જુઓ કે પ્રભુ પર ભરોસો રાખ્યા છતાં વીલો પડયો હોય એવો કોઇ મળી શકે? માટે હુ ઘેર પહોંચ્યો તેવોજ

એ વાત મને મળી શકે કે નહિ તે જોવા મેં મારૂં બૈબલ હાથમાં લીધું. ને મને તરત મળશે તે વિષે મને કંઇ શક હતોજ નહિ, કેમકે તે તો એવી તાજી ને મારા આત્માને સારૂ એવી શક્તિકારક ને દિલાસાદાયક હતી કે તે જાણે કે મારી સાથે બોલતી હોય એવું મને લાગ્યુ.

૬૪. વારૂ, મેં તપાસ કરી તોપણુ તે મને જડી નહિ, છતાં તે મારા મનમાં ઠસી રહી. ત્યારે મેં કેટલાએક સારા માણસને એક પછી એક પુછયુ કે તે કઇ જગ્યાએ છે, તેની તમને કઇ ખબર છે? પણ એવી કઇ જગ્યા તેમને માલમ નહોતા તેથી મને નવાઇ જેવુ લાગ્યુ, કે આવુ વાક્ય આવી ઓચિતી રીતે આવા દિલાસાથી તથા શક્તિથી મારા મનને રોકી તેમા ચોટી બેસે તોપણ કોઇ તેને શોધી કાઢી શક્યુ નહિ (કેમકે તે પવિત્ર શાસ્ત્રમા છેજ એવી મને ખાતરી હતી).

૬૫ એક વરસ કરતા વધારે વખત સુધી મે એ મુજબ કર્યા કીધુ છતાં તે જગ્યા હુ શોધી કાઢી શક્યો નહિ; પણ આખરે આપોક્રિફા કહેવાએલા પુસ્તક પર નજર કરતા તે મને એક્લેસીઆસ્ટિકસમાં મળી આવી (એક્લેસ. ૨; ૧૦), તેને લીધે હુ પહેલવહેલા જરા ગભરાયો ખરો પણ તેટલામાં દેવના પ્રેમ તથા મહેરબાનીનો વત્તો અનુભવ પામી ચુક્યાને લીધે મને તેથી ઓછી અકળામણ લાગી, ને તે વિશેષે કરીને જ્યારે મેં એવુ ધ્યાનમા લીધુ કે તે વાત પવિત્ર ને નિયમગણમા મુકેલા ધર્મ-લેખોમા નથી છતાં પણ આ વાક્યમા ઘણા વચનોનો સાર તથા મતલબ સમાઇ રહેલી છે, તે માટે તેમાથી દિલાસો પામી લેવો એ મારી ફરજ છે. અને તે વાતને લીધે હુ દેવને સ્તુત્ય માનું છું કેમકે તે મારે વાસ્તે દેવ તરફથી હતી ને તે તો હજી કોઇ કોઇ વખત મારા મુખ આગળ પ્રકાશે છે.

૬૬. ત્યાર પછી પેલો બીજો શક જોશભેર મારા મનમાં આવ્યો કે કૃપાનો દિવસ આવી ગયો હોય તો તેનું કેમ ? તમે દયાનો વખત જવા દીધો છે તો શુ ? હવે મને યાદ આવે છે કે એક દહાડે હુ સીમમા ફરતો હતો ત્યારે કૃપાનો દિવસ વીતી ગયો હોય તો શું, એ વિષે હુ ઘણા વિચારમાં હતો. અને મારા સતાપમાં વધારો એથી થયો કે પરીક્ષકે બેડફોર્ડના પેલા સારા લોકની વાત મારા મનમા આણીને મને એ પ્રમાણે સુચવ્યુ કે તેઓ ફેરવાઇ ગએલા છે, માટે તેઓ શિવાય તે મુલકમાંના બીજા કોઇને દેવ તારવાનો નથી, ને તુ મોડો આવ્યો છે, કેમકે તારા આવ્યા પહેલા તેઓને આશીર્વાદ મળી ચુક્યો હતો.

૬૭. ત્યારે એમજ હશે એવુ ખરેખર સમજીને હુ ભારે અકળામણમા હતો કે જેને લીધે મારી દુઃખમય હાલતને લીધે દલગીર થઇને હુ આમતેમ ભટક્યા કરતો; ને આટલા લાબા વખત સુધી હુ વેગળો રહ્યો હતો ને આટલા બધા વરસ મેં પાપમાં કાઢયા હતા, તેને લીધે હજારો મૂર્ખ લોકો કરતા હુ પોતાને વધારે મૂર્ખ ગણતો હતો અને હુ એવુ પોકાર્યા કરતો કે હુ વહેલો ફર્યો હોત તો કેવુ સારૂ ! સાત વરસ ઉપર હુ ફર્યો હોત તો કેવુ સારૂ ! તે શિવાય મારામા એટલી થોડી અક્કલ છે કે મેં એટલે સુધી મારો વખત નકામો કાઢયો હતો કે મારો આત્મા ને સ્વર્ગ ગુમ થઇ ગયા તેનો વિચાર કરતાં મને પોતાનેજ અદરથી ક્રોધ ચઢયો.

૬૮. પણ લાંબા વખત સુધી આવી બીકથી હુ અકળાયાં કરતો હતો ને એક પણ પગલુ આગળ ભરવાને હુ ભાગ્યેજ શક્તિમાન હતો, એટલામાં જ્યાં મને પેલુ બીજું ઉત્તેજન મળ્યું હતું, ઘણુ કરીને ત્યાંજ આવા શબ્દો એકદમ મારા મનમાં

આવ્યા કે "તેઓને આગ્રહ કરીને તેડી લાવ કે મારૂ ઘર ભરાઇ જાય, ને હજી પણ જગ્યા છે," (લુક ૧૪; ૨૨, ૨૩). આ શબ્દો, પણ વિશેષ રીતે આ કે, "ને હજી પણ જગ્યા છે" એ મને મીઠા લાગ્યા, કારણ કે તેઓ પરથી મારે વાસ્તે સ્વર્ગમાં પુષ્કળ જગ્યા છે એવુ મને ખરેખર લાગ્યુ, અને તે શિવાય મને એમ પણ લાગ્યુ કે, પ્રભુ ઇસુ આ શબ્દો બોલ્યો તે વેળાએ તે મારા વિષેનો વિચાર કીધા વગર રહ્યો નહિ, ને એવો વખત આવશે કે જેમા મારે વાસ્તે કઇ પણ જગ્યા તેની ગોદમા રહી નથી એવી બીક મને લાગશે, એવુ જાણતા તેણે આગળથી એ વાત કહી ને તેને નોધી રાખી, એ સારૂ કે આ દુષ્ટ પરીક્ષણની વિરૂદ્ધ તેથી મને સાહ્ય મળે. હા, તે વેળા મારૂ માનવુ એમજ હતુ.

૬૯ કેટલોક વખત સુધી આ વાતથી મને પ્રકાશ તથા ઉત્તેજન મળ્યા; અને જ્યારે મને એવો વિચાર થયો કે, આટલા લાબા વખત પર પ્રભુ ઇસુ મારી વાત ધ્યાનમા લઇને ખાસ મારે ખાતર એ શબ્દો બોલી ગયો ત્યારે મને વિશેષ દિલાસો મળ્યો, કેમકે ખરેખર મને એમજ લાગ્યુ કે મને ઉત્તેજન આપવાને અર્થેજ તે એ વાત બોલ્યો હતો.

૭૦ પણ પાછા હઠી જવાના પરીક્ષણો મને નહિ થયા એમ બન્યુ નહિ, તેઓ થયા ખરા, શેતાન તરફથી, મારા પોતાના હૃદય તરફથી ને દૈહિક ઓળખીતાઓ તરફથી. પણ હુ દેવનો ઉપકાર માનુ છું કે તેઓ કરતા મરણ તથા ઇન્સાફના દિવસ સબધીની જે ખરી સમજ જાણે કે મારી નજર આગળ હમેશાં હતી તે વધારે પ્રબળ થઇ. વળી નબુખાદનેસ્સાર કે જેને વિષે એવુ કહેવામાં આવેલું છે કે, "તેણે તેને પૃથ્વીનાં

સઘળાં રાજ્ય આપ્યાં હતા" (દા. ૫; ૧૮, ૧૯), તેનો હું ઘણી વાર વિચાર કરતો હતો. પરતુ મારા મનમાં એવુ આવ્યુ કે, આ મહાન પુરૂપ પાસેનો સઘળો વૈભવ કેવળ આ દુનિયામાંનોજ હોત તો તે નરકાગ્નિમા એકજ કલાક રહેવાથી તે બધો વિસરી જાત; આ વિચારથી મને મોટી મદદ પ્રાપ્ત થઇ.

૭૧ વળી સુમારે તે અરસામાં મુસાએ જે જનાવરોને શુદ્ધ અશુદ્ધ ગણ્યા તે વિષેની મને કઇક સમજ પડી —તે જનાવરો માણસોના પ્રતિરૂપ છે એવુ હુ સમજ્યો, એટલે જે શુદ્ધ તેઓ તો દેવના લોકના ને જે અશુદ્ધ તેઓ તો દુષ્ટના છોકરાના. હવે મારા વાચવામા એવુ આવ્યુ કે શુદ્ધ જનાવરો વાગોળે છે, એટલે મારા સમજવા પ્રમાણે તેઓ આપણને એવુ સુચવે છે કે આપણે દેવના વચનનો ભક્ષણ કરવુ જોઇએ. વળી તેઓને ફાટેલી ખરી પણ હોય છે, તે ઉપરથી હુ એમ સમજ્યો કે તારણ પામવાની આપણી ઇચ્છા હોય તો દુષ્ટ માણસના માર્ગથી આપણે જુદા રહેવુ જોઇએ, અને તેઓ વિષે વત્ત વાંચ્યાથી મને એવુ પણ માલમ પડ્યુ કે, સસલાની માફક વાગોળનારા હોવા છતા કુતરાની પેઠે આપણે પજાએ ચાલનારા હોઇએ, અથવા ડુક્કરના જેવા ફાટેલી ખરીવાળા હોવા છતા આપણે ઘેટાના જેવા વાગોળનારા ના હોઇએ, તોપણ આપણે હજી સુધી કેવળ અશુદ્ધજ છીએ. કારણ કે હુ એમ સમજ્યો કે, વચન વિષે વાત કરનારા છતાં પાપના માર્ગમાં જેઓ ચાલે છે તેઓનુ પ્રતિરૂપ તે સસલો છે; અને જે પોતાની બાહ્ય ભ્રષ્ટતાનો ત્યાગ કરીને ભક્તિવાન હોવાનો ડોળ દેખાડે છે, પણ પ્રભુના વચન ઉપર વિશ્વાસ વગરના છે તેનુ પ્રતિરૂપ તો ડુક્કર છે (પુ ૧૪). તે પછી વચન વાંચ્યાથી મને એવું જણાયું કે, જેઓ ખ્રીસ્તની

સાથે પરલોકમાં મહિમાવાન થવાના છે તેઓ આ લોકમાં તેનાથી તેડાવા જોઇએ; એટલે તેના વચનમાં તથા ન્યાયીપણામા ને તેના આત્માના દિલાસા તથા પ્રથમ ફળમાં ભાગીદાર થવાને, ને સ્વર્ગમાના વિશ્રામ તથા ગૌરવવાન રહેઠાણને માટે જે બધી સ્વર્ગી બાબતો આત્માને તૈયાર કરે છે તેમા ખાસ ભાગ પામવાને અર્થે તેડાવા જોઇએ.

૭૨. ત્યારે હુ તેડાયલો નથી એવી શકા રાખતા મારે શુ કરવુ જોઇએ તે નહિ જાણ્યાને લીધે હુ ફરી ઘણોજ ગુચવાયો, કારણ કે હુ તેડાયલો ના હોઉં તો જેથી મારૂ કઇ ભલુ થાય એવુ શુ છે તેનો મને વિચાર થયો જેઓનુ સાર્થક તેડુ થયુ છે તેઓ વગર બીજા કોઇ આકાશના રાજ્યનો વારસો પામતા નથી પણ અરે ! ખ્રીસ્તીના તેડા સબધીના શબ્દો પર હુ આ વખતે કેટલો બધો પ્રેમ રાખતો હતો ! જેમકે એકને "મારી પછવાડે આવ" ને બીજાને "મારી પાછળ ચાલ" એવુ પ્રભુએ જે કહ્યું તે. અને મને પણ તે એમજ કહે તો કેવુ સારૂ ! કેટલા બધા આનદથી હુ તેની પાછળ દોડુ, એવુ મારા મનમા આવ્યુ

૭૩. મને તેડવાને માટે મેં ખ્રીસ્તને કેવી તૃષ્ણાથી તથા ઇચ્છાથી વિનતી કીધી તે મારાથી હાલ કહી શકાય એમ નથી. એ પ્રમાણે ઇસુ ખ્રીસ્ત ભણી ફેરવાઇ જવાની ઘણી આતુરતા ભરેલી ઇચ્છા રાખતા હુ કેટલોક વખત રહ્યો. અને વળી ફેરવાઇ જવામા મે એટલો બધો મહિમા તે વખતે માન્યો કે તેમાં ભાગ મેળવ્યા વગર મારાથી સતુષ્ટ રહી શકાયુ નહિ સોનુ ! સોનાને સાટે તે મળી શકત તો તેને વાસ્તે હુ કેટલુ આપત ? મારી પાસે આખુ જગત હોત તો મારો આત્મા ફેરવાઇ ગએલી સ્થિતિમા આવી જાય માટે હુ દસ હજારગણું આપી દેત.

૭૪. જે આદમી તથા બાયડી મને ફેરવાઇ ગએલાં લાગ્યાં તેઓ સઘળાં હવે મારી નજરે કેવાં સુદર દેખાયાં' તેઓ પ્રકાશવત છે તથા તેઓ સ્વર્ગની મોટી મુદ્રા ઉંચકી લઇ જનારા લોકોની પેઠે ફરનારા છે એવુ મને લાગ્યુ. અરે મેં જોયુ કે "તેમના વિભાગ મનોરજક ઠેકાણે પડ્યા છે ને તેઓને સુશોભિત વારસો મળ્યો છે" (ગી ૧૬). પણ "તે પહાડ પર ચઢયો, ને જેઓને તેણે પસદ કર્યા તેઓને તેણે તેડ્યા, ને તેઓ તેની પાસે આવ્યા" એવી ખ્રીસ્ત સબધીની વાત માર્કમાં મળી આવે છે (માર્ક ૩, ૧૩), તેને લીધે હુ કાયર થઇ ગયો.

૭૫. આ શાસ્ત્રવાક્યથી હુ નિર્ગત થયો ને મને બીક લાગી છતા તેથીજ મારા આત્મામાં ઉત્સાહ જાગૃત થયો. બીક તો મને એ માટે લાગી કે કદાપિ ખ્રીસ્તને હુ નાપસદ પડુ, કેમકે જેઓને તેણે પસદ કીધા તઓને તેણે તેડ્યા. પણ અરે' તે હાલતમા મે જે મહિમા માન્યો તેમા મારૂ મન હજી એવી રીતે ચોટી રહ્યું કે ખ્રીસ્તથી કોઇ તેડાએલા વિષેની વાત મારા વાચવામા આવે ત્યારે એવી ઇચ્છા તરત કર્યા વગર મારાથી ભાગ્યેજ રહી શકાતુ કે તેમનો વેશ પહેરવા હુ પામ્યો હોત, હુ પીતર જન્મ્યો હોત, હુ યોહાન જન્મ્યો હોત તો કેવુ સારૂ થાત' અથવા, પાસે હોઇને તેને તેઓને તેડતાં સાંભળ્યો હોત તો હુ કેવી રીતે વિનતી કરત કે હે પ્રભુ, મને પણ તેડ' પણ અરે' તેની મને તેડવાની ઇચ્છા નહિ હશે એવો મને શક ઉત્પન્ન થયો.

૭૬. અને ખરેખર પ્રભુએ ઘણા મહિના લગી મને આવી સ્થિતિમાં રહેવા દીધો, અને હુ તેડાઇ ગએલો છું, નહિ તો હવે પછી તેડાઇશ તે વિષે તેણે મને કઇજ જણાવ્યુ નહિ. પણ

આખરે લાંબા વખત પછી ને પવિત્ર તથા આકાશી તેડામાં ભાગીદાર થવાને માટે દેવની આગળ ઘણા નિસાસા નાંખ્યા બાદ મને આવુ વચન પ્રાપ્ત થયુ કે, "તેઓનુ રક્ત જેને મેં નિર્દોષ નથી ગણ્યુ તેને હુ નિર્દોષ ગણીશ, કેમકે યહોવાહ સીયોનમા રહે છે" (યોએ. ૩, ૨૧) આ વચન વિષે મને એવુ લાગ્યુ કે હજી તું દેવની રાહ જો એવુ મને ઉત્તેજન આપવાને હતુ, ને તે ઉપરથી મને એવુ જણાયુ કે હુ અત્યાર સુધીમાં ફેરવાઇ ગએલો ના હોઉ તોએ એવો વખત કદાચ આ. . કે જેમા હુ ખ્રીસ્ત ભણી ખરેખર ફેરવાઇ જાઉ.

૭૭ સુમારે તે વખતે બેડફોર્ડના પેલા ગરીબ લોક આગળ હુ મારા મનના વિચાર કહેવા લાગ્યો તથા તેઓને મારી હાલત જણાવવા લાગ્યો તેઓએ તે સાભળ્યુ ત્યારે મારી વાત તેઓએ મિસ્ટર ગીફ્ફોર્ડને કહી જણાવી તેણે પોતે પણ મારી સાથે વાત કરવાનો પ્રસગ લીધો, ને મારા ધાર્યા પ્રમાણે કારણ તો થોડાંજ હતા તોપણ મારા વિષે સારા વિચાર બાધવા તે ચહાતો હતો. વળી પોતાનુ ઘર કે જેમા તેમના આત્માઓની પ્રત્યે દેવના વર્ત્તવા બાબત બીજાઓની સાથે તેને વિવેચન કરતો હુ સાંભળવા પામુ તેમા તેણે મને આવવાનુ કહ્યુ. આ બધી વાતથી મને પાપ વિષેની વધારે ખાત્રી થઇ, ને તે વખતથી મારા દુષ્ટ હૃદયની વ્યર્થતા તથા માહેલી દુર્દશા બાબત હુ કઇક જાણવા લાગ્યો; કેમકે તેની કઇ વધારે માહિતી મને હજીસુધી થઇ નહોતી, પણ હવે તે મારી જાણમા આવવા લાગી, ને અગાઉ કદી નહિ કીધેલું તેટલુ જોર કરવા લાગી. હવે મને સાફ જણાઇ આવ્યુ કે વિષયવાસના તથા ભ્રષ્ટતાએ મારામાં જોર કરીને એવા દુષ્ટ વિચાર તથા તૃષ્ણા પેદા કીધા કે જે મેં અગાઉ ધ્યાનમા લીધાં નહોતાં; સ્વર્ગ તથા જીવન પામવાની મારી ઇચ્છા પણ કમી

ચવા લાગી; મને એવુ પણુ માલમ પડ્યુ કે, અગાઉ મારો જીવ દેવને વાસ્તે તલપી રહેતો હતો તેથી ઉલટું તે હવે દરેક મૂર્ખાઇ ભરેલી વ્યર્થતા પાછળ તલપાપડ થવા લાગ્યો, હા, જે સારૂ છે તે પર ધ્યાન લગાડવાને મારૂ હૃદય વાળી શકાય એમ હતુજ નહિ; તે તો મારા આત્મા તથા સ્વર્ગ સબધી બેદરકાર થવા લાગ્યુ, દરેક ફરજ વિષે તેમજ તે બજાવવામા પણ તે તો હમેશા પાછળ પડતુ, અને પક્ષીને પગે કઇ નડતર કરનારૂ બાંધ્યુ હોય તે પ્રણાણે મારૂ હૃદય મને ચઢતાં અટકાવતુ.

૭૮. ફક્ત એટલુજ નહિ પણ હવે હુ દિવસે દિવસે વધારે ને વધારે ખરાબ થતો જાઉં છુ, અગાઉ ફેરવાઇ જવાથી દૂર હતો તે કરતા હુ હવે વધારે દૂર છુ એવુ મને લાગ્યુ તેને લીધે મારાં તો હાંજા ગગડીજ જવા લાગ્યા ને મારા મનમાં હુ એટલો બધો નિરાશ થવા લાગ્યો કે હુ જાણે કે નરક લગી નિચાણમાં આવી પહોચ્યો. તે વખતે બળી મરવુ પડ્યુ હોત તોપણ ખ્રીસ્ત મારા પર પ્રીતિ રાખે છે એવુ મારાથી માની શકાત નહિ. અરેરે! હુ તેનુ કઇ સાંભળી શકતો નહોતો ને તેને દેખી શકતો નહોતો, તેમજ તેની મને લાગણી થતી નહોતી, ને તેની કઇ વાત મને ગમી શકે એમ પણ નહોતું. હુ તો જાણે કે તોફાનથી હડસેલાતો હતો. મારૂં હૃદય અશુદ્ધજ રહેવાનુ ને કનાનીઓ દેશમાં વાસો કરવાનાજ, એવુ મને લાગ્યુ

૭૯. કોઇ કોઇ વાર હુ મારી હાલત દેવના લોકને જણાવતો કે જે વિષે સાંભળીને તેઓ મારી દયા ખાઇને મને વચનો કહી સભળાવતા; પણ મારે વચનોનો અગીકાર કરવો યા તેમના ઉપર આધાર રાખવો એ તેમનુ કહેવુ તે સુરજ સુધી આંગળી પહોંચાડવા જેવુ હતુ, અને તેટલીજ જલદીથી હુ તે કરત.

મારી સઘળી બુદ્ધિ તથા લાગણી મારી વિરૂદ્ધ હતી, અને મને લાગ્યુ કે મારૂ હૃદય એવુ છે કે જે પાપ કર્યા કરે ને જે નિયમ મને દોષિત ઠરાવે તે તજે છે.

૮૦. આવી વાતોને લીધે એક બાપ કે જે પોતાના છોકરાને ખ્રીસ્તની પાસે લાવ્યો તેનો વિચાર મને ઘણી વાર આવતો' તે તેની પાસે આવતો હતો એટલામા ભૂતે તેને પછાડી નાખ્યો ને તેને એવી રીતે મરડી નાખ્યો કે તે પડી જઇને ફીણ કાઢતો તરફડ્યો ( લુક ૯, ૪૨. માર્ક ૯, ૨૦ ).

૮૧. એ ઉપરાત તે દહાડાઓમાં પ્રભુની સામે તથા તેના પવિત્ર વચનની સામે મારૂ હૃદય જાણે કે પોતાને બંધ કરતુ હોય એમ મને જણાયુ, પ્રભુને બહાર રાખવાને માટે મારો અવિશ્વાસ જાણે કે ખભેથી બારણાને ધક્કો મારતો હોય એવુ મને લાગ્યુ ; હા, ઉત્તમ પ્રભુ, તેને ઉઘાડી નાખ, હે પ્રભુ, આ પિત્તળના દરવાજા ભાંગી નાખ ને આ લોઢાની ભુગળો તોડી નાખ એવી ઉંડા નિસાસા સાથેની બૂમ મેં પાડી ત્યારે પણ, ( ગીત ૧૦૭; ૧૬ ). પરતુ, "તે મને ઓળખ્યો નથી તોપણ મેં તારી કમર બાંધી છે" ( યશા. ૪૫; ૫ ), આ વચનથી કોઇ કોઇ વાર મારા હૃદયમાં શાંતિ ભરેલો આરામ પેદા થતો હતો.

૮૨. પણ પાપકર્મ કરવા બાબત મને તે સઘળો વખત જેટલો આચકો પડતો તેટલો અગાઉ કદી પડતો નહિ; એક ટાકણી કે સાંઠા જેવડી લાકડી પણ લેવાને મારી હિમ્મત ચાલતી નહોતી એ માટે કે હવે મારૂ અત કરણ નાજુક હતું ને તે પાપના સેહેજ પણ સ્પર્શથી દુ ખાય એવુ થઇ ગયુ હતુ. હવે મારા શબ્દો મારે કેવી તરેહથી ગોઠવવા તે હુ જાણતો નહોતો રખેને તેઓ મારાથી આડા અવળા મુકાય. જે કઇ હુ કરતો કે બોલતો

તે સર્વ સંબધી હુ તે વખતે કેટલો બધો ચોકીને ચાલતો ! જાણે કે કાદવ કીચડવાળી જગ્યા કે જે હુ જરાએ ચાલુ તો હાલે એવી હતી તેમાં હુ છુ, ને વળી ત્યા જાણે કે દેવ ને ખ્રીસ્ત ને આત્મા તથા સર્વ સારા વાનાંથી હુ તજી દેવાએલો છુ એવુ મને લાગ્યુ.

૮૩. પણ મને એવુ માલમ પડ્યુ કે ફેરવાઇ ગયા પહેલા હુ એવો મોટો પાપી હતો તોપણ મારી અજ્ઞાનતાના પાપનો દોષ દેવે મારે માથે કઇ વિશેષ મુક્યો નહિ, પરતુ તેણે મને એવુ બતાવ્યુ ખરૂ કે જો મને ખ્રીસ્ત મળ્યો નથી તો હુ નાશ પામેલો છુ કારણ કે હુ મોટો પાપી થઇ ગયો હતો. વળી મને એવુ માલમ પડ્યુ કે જે વડે હુ દેવની હજુરમાં નિષ્કલંક ઉભો રહી શકુ એવુ સપૂર્ણ ન્યાયીપણુ મારામાં નથી, અને ઇસુ ખ્રીસ્ત શિવાય બીજા કોઇની પાસેથી આવુ ન્યાયીપણુ મળી શકે એમ પણ નથી

૮૪. પણ મારી મૂળ તથા માંહેની ભ્રષ્ટતા તેજ મને સતાપ તથા દુખ દેનારી હતી, તેજ મારામાં નિત્ય અતિશય જોર કરતી જણાઇ ; તેનો તો મને આશ્ચર્યકારક દોષ લાગતો હતો, તેના કારણથી મારી પોતાની નજરમાં હુ દેડકા કરતાં કદરૂપો હતો ને પરમેશ્વરની નજરમાં પણ એવોજ છુ એવુ મને લાગ્યુ. ઝરામાથી પાણી ખળખળ વહેતું આવે તેમજ મારા હૃદયમાંથી પાપ તથા ભ્રષ્ટતા સ્વાભાવિક રીતે નીકળી આવે એવું મેં કહ્યુ. હવે મને એવુ લાગ્યુ કે મારા કરતાં હરકોઇનુ હૃદય સારૂ હોય છે ; હરકોઇની સાથે હુ મારૂં હૃદય અદલબદલ કરી શકત ; માંહેની ભુંડાઇ તથા મનની ભ્રષ્ટતાની બાબતમાં મારી બરોબરી કરી શકે એવો શેતાન શિવાય બીજો કોઇ છેજ નહિ એવુ મને લાગ્યું. એ માટે મારી પોતાની દુષ્ટતા જોઇને હું બહુજ નિરાશ

થઇ ગયો, કારણ કે જે સ્થિતિમાં હુ છું તે કૃપાની અવસ્થા સાથે મળતી આવી શકે નહિ એવુ હુ સમજ્યો. મને એવુ લાગ્યુ કે નિશ્ચે હુ દેવથી તજી દેવાએલો છુ, નિશ્ચે શેતાનને તથા ભ્રષ્ટ મનને હુ સોપી દેવાએલો છું; અને એ પ્રમાણે લાબા વખત સુધી, હા, કેટલાએક વરસ સુધી હુ રહ્યો.

૮૫ દોષિત ઠેરવાઇ જવાની બીકથી હુ આવી રીતે દુખિત હતો એટલામા બે બાબત હતી જેથી હું તાજુબ થતો, તેમાની એક તો એ કે ઘરડાં માણુસ જાણે કે હમેશાં રહેવાના હોય તેમ તેઓનુ આ જીદગીની વસ્તુઓ પાછળ લાગ્યા રહેવુ જે મે જોયુ તે; અને બીજી તો એ હતી કે કોઇ બાહ્ય નુકસાન જેમકે વર, વહુ, બાળક વિગેરેનુ થવાથી ધર્મ માનનારાઓ બહુ દુખિત થતા ને નાસિપાસ થઇ જતા તે. બાપ રે! આવી નજીવી બાબતમાં આટલી બધી ધાધળ શી! દૈહિક વસ્તુઓ પાછળ કેટલાએકની કેટલી બધી લલુતા, ને તેજ વસ્તુના નાશથી બીજાને કેટલો બધો શોક! હાલની જીંદગીની વસ્તુઓ પાછળ તેઓ આટલો બધો શ્રમ ઉઠાવે છે ને તેને લીધે આટલા બધા આંસુ પડે છે, તો હુ કેટલો બધો શોક તથા દયા તથા પ્રાર્થનાપાત્ર છુ! મારો આત્મા મરે છે, મારો આત્મા નરકમાં જાય છે! મારો આત્મા માત્ર સારી હાલતમા હોત ને તેની મને માત્ર ખાત્રી હોત તો મારી પાસે કેવળ રોટલી તથા પાણી છતા, પણુ, આહા, હુ પોતાને કેટલો બધો ધનવાન ગણુત! ઉપલાં જણાવેલાં દુ:ખોને હુ નજીવાજ ગણુત ને જાણે તે બોજોજ નથી એમ તેમને સહન કરત. ઘાયલ મન કોણુ વેઠી શકે!

૮૬. અને મારી પોતાની દુષ્ટતા જોવાથી ને જાણુવાથી ને તેનો ડર લાગવાથી હુ ઘણો સતાપિત તથા આકુળવ્યાકુળ તથા દુખિત થયો, તોપણુ મારાં પાપનુ દર્શન તથા લાગણી મારા મન-

માથી રખેને તદન જતાં રહે એવી મને ધાસ્તી હતી, કારણ કે મને એવુ માલમ પડયુ કે અત કરણને લાગેલો દોષ ખરી રીતીએ, એટલે ખ્રીસ્તના રક્તથી, લઇ જવામા નહિ આવે, તો મનનો સતાપ દૂર થવાથી માણુસ વધારે સારો થવાને બદલે ઉલટો વધારે ખરાબ થાય એમ છે; તે માટે મારો દોષ મને વિશેષ લાગતો હોય ત્યારે ખ્રીસ્તનુ લોહી તેને દૂર કરે એવી હુ વિનતી કરતો, અને તે વગર તે જતો રહેતો હોય (કેમકે જાણે કે મરી જઇને છેક જતીજ રહેવાની હોય તેમ પાપની લાગણી કોઇ કોઇ વાર થઇ જતી) ત્યારે નરકાગ્નિમાની પાપની સજા મારા મનમાં લાવીને તેને મારા હૃદયમા પાછો લાવવા હુ પ્રયત્ન પણ કરતો ને એવી વિનતી કરતો કે પ્રભુ, ખ્રીસ્તના રક્તને કરીને ને તેની મારફતે તારી દયા મારા આત્માને પહોચતી કરવાથી કે જે ખરી રીતિ છે તે શિવાય બીજી કોઇ રીતિએ તેને મારા હૃદયમાથી જવા ના દે, કારણ કે "લોહી વહેવડાવ્યા વગર પાપની માફી થતી નથી" આ શાસ્ત્રવાક્યે મારા ઉપર ઘણી અસર કરી (હેબ્રી ૯, ૨૨). અને જેને લીધે મને આમ થવાની વિશેષ બીક હતી તે એ કે, મે કેટલાંએક માણસને જોયાં હતાં કે જેઓના અત કરણમા કઇ ચટકા લાગ્યા હોય ત્યારે બૂમ પાડે ને પ્રાર્થના કરે છતા પોતાનાં પાપની માફી તો નહિ પણ તેમની આપદામાથી તરતનો છુટકો ઇચ્છતા તેમનો દોષ તેમનાં મનમાંથી ગમે તે રીતિએ નીકળી જાય તો તે કેવી રીતિએ જાય તે વિષે તેઓ કઇ દરકાર રાખતા નહોતા. હવે તે ખોટી રીતે નીકળી ગયો તેથી તે તેઓને સારૂ પવિત્ર થવાનુ સાધન થઇ પડ્યો નહિ, અને આપદા દૂર થયા બાદ તેઓ વધારે કઠણ તથા આંધળા ને દુષ્ટ થતાં ગયા, તેને લીધે મને ભય લાગ્યો ને મે દેવને વધારે વિનતી કીધી કે મને એ પ્રમાણે નહિ થાય.

૮૭. અને હવે હુ દલગીર થયો કે દેવે મને માણસ બનાવ્યો હતો, કારણ કે હુ નાપસદ થએલો છુ એવો મને શક હતો; અને ફેરવાઇ નહિ ગએલા માણસને મેં બધા પ્રાણીઓમા સૌથી દુખિત ગણ્યો આવી રીતે મારી દુખમય હાલતને લીધે પીડિત તથા આકુળવ્યાકુળ થતા હુ પોતા વિષે એમ સમજ્યો કે મારા સરખો બીજો કોઇ નથી ને ઘણાખરા માણસ કરતા હુ દુખિત છુ.

૮૮. કેવળ એમ નહિ પણ, મારા હૃદયમા એટલુ બધુ સારાપણુ કદી પેદા થાય કે દેવે મને મનુષ્ય જન્મ આપ્યો તેને માટે હુ તેનો ઉપકાર માનુ એવુ બનવુ અશક્ય છે એવુ મને લાગ્યુ. દૃશ્ય જગતની સૃષ્ટિમા માણસ સર્વોત્તમ છે ખરૂ પણ પાપે કરીને તેણે પોતાને સૌથી નીચ બનાવી દીધો છે. પશુ, પક્ષી, માછલી વિગેરેની હાલત મેં સુખી ગણી, એ માટે કે તેઓમા પાપ ભરેલો સ્વભાવ હોતો નથી, તેઓ તો દેવના કોપપાત્ર હોતા નથી, તેઓને મરણ પછી નરકાગ્નિમા જવાનુ નથી; તે માટે તેમાના કોઇના જેવી મારી હાલત હોત તો હુ આનદ માની શકત.

૮૯. આવી સ્થિતિમાં હુ ઘણો વખત રહ્યો, પણ દિલાસો મળવાનો સમય આવ્યો ત્યારે "મારી પ્રિયા, જો, તુ સુદર છે; જો, તુ સુદર છે" આ શબ્દો જે ગીત (સુલ. ૪; ૧) મા મળી આવે છે તે પર મેં કોઇએકને ભાષણ કરતો સાભળ્યો. અને તે પ્રસગે "મારી પ્રિયા," આ બે શબ્દો પર તેણે તો વિશેષ ધ્યાન આપ્યુ, ને આધાર વાક્યનો ટુકો ખુલાસો કર્યા પછી તેઓ પરથી તેણે આવા કેટલાએક બોધ કર્યા કે—(૧). ખ્રીસ્તી મડળી તેમજ હરકોઇ બચી ગએલો આત્મા પ્રીતિલાયક નથી એટલામાં

પણ તે ખ્રીસ્તની પ્રિયા છે (૨). કારણ નથી તોપણ તે ખ્રીસ્તની પ્રીયા છે. (૩). જગતથી તેનો ધિક્કાર થાય છે ત્યારે પણ તે ખ્રીસ્તની પ્રિયા છે (૪). પરીક્ષણ તથા નાશ થતી વખતે પણ તે ખ્રીસ્તની પ્રિયા છે. (૫). પહેલાંથી તે અત સુધી તે ખ્રીસ્તની પ્રિયા છે.

૯૦ ત્યા સુધી તે જે કઇ બોલ્યો તેથી મને કઇ લાભ નહિ મળ્યો છતાં ચોથા બોધને લાગુ કરવાનુ તેણે શરૂ કીધુ ત્યારે તેણે એવુ કહ્યુ કે બચી ગએલા આત્માનુ પરીક્ષણ થાય છે ને તેનુ તજી દેવાનુ થાય છે એટલામા પણ તે ખ્રીસ્તની પ્રિયા છે; જો એમ હોય તો હે બિચારા પરીક્ષણમા પડેલા આત્મા, તારા પર પરીક્ષણો ઉપરાછાપરી આવ્યાથી ને દેવનુ મુખ ઢકાઇ જવાથી તુ દુખિત થાય છે ત્યારે, મારી પ્રિયા, આ બે શબ્દોનો વિચાર કર્યા કર.

૯૧. માટે હુ ઘેર જતો હતો એટલામાં એ શબ્દો મારા મનમા ફરીથી આવ્યા, અને મને બરાબર યાદ છે કે તેમના આવતાં હુ મારા મનની સાથે એમ બોલ્યો કે આ બે શબ્દોનો વિચાર કર્યાથી મને શું પ્રાપ્ત થશે? આવો વિચાર મારા હૃદયમાં થયો કે તરત તુ મારી પ્રિયા, તુ મારી હોલી, આ શબ્દો આ પ્રમાણે વીસ વાર લાગલગટ મારા આત્મામા સળગવા લાગ્યા; ને જેમ જેમ તેઓ મારા મનમાં દોડયા કરતા તેમ તેમ તેઓ વધારે ને વધારે જોર કરતા ને વધારે ને વધારે ગરમ થતા ગયા, ને મને આશાવત કરવા લાગ્યા; તોપણ હજી સુધી આશા તથા બીકની વચ્ચે લટકતો હોવાથી મેં મારા હૃદયમાં આવુજ કહ્યા કીધુ કે શું તે ખરૂ છે, શુ તે ખરૂ છે? ત્યારે આવુ વાક્ય મને યાદ આવ્યુ કે, "દૂત જે કરે છે તે ખરૂ છે એમ તે સમજતો ન હતો." (પ્રે. ૧૨; ૯).

૯૨. ત્યારે "તું મારી પ્રિયા, તું મારી પ્રિયા છે, ને તને મારી પ્રીતિથી જુદી પાડી શકે એવુ કંઇ નથી," આવો આનંદદાયક સાદ જે વચન મારા આત્મામાં ફરી ફરીને જોરથી કરતું હતું તેને હુ (મારા મનમા) જગ્યા દેવા લાગ્યો, અને તેથી કરીને દિલાસા તથા આશાથી મારૂ હૃદય ભરપુર થયુ, ને હવે પાપની માફી મને મળશે એવો મને વિશ્વાસ આવવા લાગ્યો, હા, દેવની પ્રીતિ તથા દયાથી મારા ઉપર એટલી તો બધી અસર થઇ ગઇ કે ઘેર પહોચ્યો ત્યા લગી તે સમાવી રાખવા હુ જાણુતો નહોતો એવુ મને યાદ છે મારી નજર આગળના ખેડેલા ખેતરમા જે કાગડા બેઠેલા હતા તેઓ મારૂ સમજી શકે એવા હોત તો તેઓને પણ દેવની પ્રીતિ વિષે ને મારા પર થએલી તેની દયા વિષે હુ બોલી શકત એવુ મને લાગ્યુ એ માટે ઘણા હરખ સહિત હુ મારા આત્મામા એ પ્રમાણે બોલ્યો કે, "વારૂ, અત્રે મારી પાસે શાહી કલમ હોત તો કેવુ સારૂ! જરાએ આગળ વધ્યા પહેલા હુ આ વાત લખી લેત, કેમકે અત્યાર પછી ચાળીસ વરસે પણ બેશક એ મારા મનમાથી ખસનાર નથી" પણ અરેરે! ચાળીસ દિવસ તો જવા ના પામ્યા ત્યાર પહેલા હુ બધી વાત વિષે ફરી સશયમા પડવા લાગ્યો કે જેને લીધે સઘળી બાબત વિષે મારા મનમા સવાલો વખતો વખત ઉઠવા લાગ્યા.

૯૩. પરતુ ઉપર વર્ણવેલી વાતના જીવનો તથા આશ્રયનો ઘણો ભાગ મને પ્રાપ્ત નહિ થવા છતા તે તો મારા આત્માને સારૂ ખરેખર કૃપારૂપ થઇ હતી એવુ માનવા મને વખતોવખત સહાય મળી. હવે તે પછી આસરે એક અઠવાડીએ કે પખવાડીએ "સીમોન, સીમોન, જો, શેતાને તને ઘઉંની પેઠે ચાળવા સારૂ તને કબજે લેવા માગ્યો છે," આ શાસ્ત્રવાક્ય મારા મનમાં જોરભેર આવવા લાગ્યુ. આ વાક્ય કોઇ કોઇ વાર મારા મનમાં એટલા

બધા જોરથી જાણે કે ગાજી ઉઠતુ, બલકે તે મને એટલે મોટેથી જાણે કે બોલાવતુ કે એક વખતે એ પ્રમાણે વિશેષ થવાથી કોઇ માણસ પછવાડેથી મને બોલાવે છે ને બહુ છેટે હોવાના કારણથી તે એટલે મોટેથી બોલે છે એવુ નિ સશય સમજીને મેં મારૂ માથુ પાછળ ફેરવ્યુ. પ્રાર્થના કરવા તથા સાવધાન થવા સારૂ મને જાગૃત કરવાને માટે તે આવ્યુ, ને મારા ઉપર વાદળ તથા તોફાન આવનાર છે એવુ જણાવવાને માટે તે આવ્યુ એવુ પાછળથી મને લાગ્યુ છે તોપણ તેની મને કઇ સમજણ નહિ પડી

૯૪ વળી મને યાદ છે કે તેણે મને આવે મોટેથી બોલાવ્યો ત્યારથી તે મારે કાને કદી સભળાય નહિ છતા "સીમોન, સીમોન" આ શબ્દો કેવા મોટા સાદથી મારે કાને પડ્યા તે હજી પણ સભળાય છે એવુ મને લાગે છે હુ તમને કહી ગયો તેમ મને ખરેખર એવુ લાગ્યુ કે કોઇએકે મને બોલાવ્યો હતો કે જે અડધો માઇલ મારી પછવાડે હતો, અને જો કે તે મારૂ નામ નહોતુ તોપણ જે આટલે મોટેથી બોલાવે છે તે મનેજ બોલાવે છે એવુ માનીને મેં એકદમ પછવાડે જોયુ.

૯૫. પણ હુ એવો મૂર્ખ તથા અજ્ઞાની હતો કે આ સાદ થવાનુ કારણ મને સૂઝ્યુ નહિ ( કે જે વિષે થોડી વાર પછી મને એવી સૂઝ પડી કે જે આવનાર હતુ તેને માટે તયારી કરવા સારૂ મને જાગૃત કરવાને અર્થે તે તો ચેતવણીરૂપે આકાશમાથી મોકલાયો હતો ) છતા આ શાસ્ત્રવાક્ય કે જે આવી રીતે આટલી બધી વાર ને આટલે મોટેથી મારા કાનમા અવાજ તથા બબણાટ કર્યા કરતુ તેનુ શુ કારણ હશે તેનો વિચાર તથા મનન હુ કરતો ગયો ; પણ મેં આગળ કહ્યુ તેમ તેમા દેવની શી મતલબ હતી તે મને થોડીજ વારમા માલમ પડી.

૯૬. કારણ કે લગભગ એક મહિના પછી મારા પર બહુ ભારે તોફાન આવી પડ્યું કે જેણે અગાઉ થએલા બીજાં બધાં કરતા મને વીસગણું નડતર કીધું; તે તો મારા ઉપર થોડે થોડે છાનુંમાનું આવ્યું. પહેલાં તો મારો બધો દિલાસો મ રી પાસેથી લઇ લેવામાં આવ્યો, પછી અધકાર મારા પર આવી પડ્યો; ત્યાર પછી દેવ તથા ખ્રીસ્ત તથા શાસ્ત્રની વિરૂદ્ધ દુભાષણરૂપી એવી રેલ મારા આત્મા પર ચઢી આવી કે હું ઘણા ગભરાટમાં પડીને અચબો પામ્યો. આ ઇશ્વરનિંદક વિચાર તો એવા હતા કે તેને લીધે દેવ તથા તેના એકનાએક પુત્રના અસ્તિત્વ વિષે પણ મારા મનમા સવાલો ઉઠવા લાગ્યા; જેમકે દેવ અથવા ખ્રીસ્ત ખરેખર છે કે શું, અને પવિત્ર સતશાસ્ત્ર દેવના પવિત્ર તથા શુદ્ધ વચન તો નહિ પણ કલ્પિત વાર્તા ને જોડી કાઢેલી કથા હોય કે કેમ?

૯૭. તે શિવાય પરીક્ષણ કરનાર મારા ઉપર આવા ઘણા હુમલા કરતો હતો કે આપણો ઇસુ તેજ તારનાર છે આ વાતના પ્રમાણદાયક ધર્મલેખ આપણી પાસે છે તેમજ તેમનો મહમદ સાહેબ તેજ તારનાર છે એ વાતના પ્રમાણદાયક ધર્મલેખ તુર્કલોકની પાસે નહિ હોય તે તમે શી રીતે કહી શકો? અને આટલા બધા દેશમા તથા રાજ્યમા આટલાં બધા હજારો માણસ (કઇ સ્વર્ગ હોય તોજ) સ્વર્ગના ખરા માર્ગ વિષેના જ્ઞાન વિનાના હોય છતા આપણે કે જેઓ પૃથ્વીના એક ખુણામા રહેનારા તે આપણનેજ તેની ધન્યતા આપેલી હોય એવું મારાથી કેમ માની શકાય? યહુદીઓ, સીદીઓ, મૂર્તિપૂજકો એઓ સઘળા તો પોતપોતાનોજ ધર્મ ખરો માને છે; અને આપણો વિશ્વાસ તથા ખ્રીસ્ત તથા શાસ્ત્ર તે સર્વની સત્યતાનો સઘળો આધાર કેવળ માનવા ઉપરજ હોય તો તેનું કેમ?

૯૮. આવી સૂચનાનુ ખંડન કરવાને પાઉલ પ્રેરિતનાં કેટલાક વાક્ય તેમની વિરૂદ્ધ મૂકવા મેં વખતો વખત મહેનત કીધી છે ખરી, પણ અરેરે ! મને એવુ તરતજ જણાયુ કે હુ એ પ્રમાણે કરતો ત્યારે ત્યારે આવા વાંધા મારા મનમાં ફરી ઉઠતા કે પાઉલને ને તેનાં વચનને આટલાં બધા વજનદાર જાણીએ તો પણ તે પક્કો તથા કપટી માણસ હોવાથી ભારે ભૂલાવામાં નાખવાનુ જાણી જોઇને કરે, અને વળી પોતાના સાથી માણસની ધૂળધાણી તથા સત્યાનાશ કરવાને તે તસ્દી લે ને શ્રમ ઉઠાવે એવો તે હતો કે નહિ તે મારાથી કેમ કહેવાય ?

૯૯. આવી સૂચનાઓએ (ને તે સિવાય બીજીએ પણ કે જેને વાચાએ તેમજ લેખણે વર્ણવવા મારી છાતી અત્યારે ચાલે નહિ ) મારા ઉપર ઉપરાછાપરી તથા ઘણા જોરથી આવ્યા કર્યાથી મારા આત્મા પર એટલી બધી અસર કીધી ને મારા મન ઉપર એટલુ બધુ દબાણ કીધુ કે સવારથી તે સાંઝ સુધી તેઓ શિવાય બીજુ કશુ મારામાં જાણે કે નહિ હોય, અને કોઇ બીજાને માટે જાણે કે જગ્યા મળી શકેજ નહિ, અને વળી દેવે મારા આત્મા પર ગુસ્સે થઇને મને તેઓને સ્વાધીન કીધો છે એ માટે કે ભારે વટોળિઆની પેઠે તેઓથી હુ તણાઇ જાઉં, એવુ મને લાગ્યુ.

૧૦૦. પરતુ ઉપરની સૂચનાઓ મારા મનને અણુગમતી લાગતી તેથી મારામાં એવુ કઇ હોવુ જોઇએ કે જે તેમને કબૂલ કરવાની ના કહે છે એવુ મને લાગ્યુ. પણ આ વિચાર ત્યારેજ મારા મનમાં આવતો હતો કે જ્યારે દેવ મારૂ થુક મને ગળી જવાની રજા આપતો; તે શિવાય આ પરીક્ષણોની ગડબડ તથા સામર્થ્ય તથા જોર એઓ તો આવા બધા વિચાર પર તેમજ

તેમના સરખી કોઇ પણ બાબતના સ્મરણ પર ફરી વળીને ડુબાવી દેતા ને તેમને જાણે કે દાટી નાખતા મારૂ આ પરીક્ષણ થતુ હતું ત્યા સુધી શાપ દેવા તથા સમ ખાવા અથવા તો દેવ કે તેના પુત્ર ખ્રીસ્ત કે સતશાસ્ત્ર વિરૂદ્ધ કઇ ખોટુ બોલવા મારા મનનુ વલણુ એકાએક થતુ હતુ એવુ મને ઘણી વાર જણાયુ

૧૦૧. મને ખરેખર ભૂત વળગેલુ છે એવુ મને કોઇ વેળા લાગતુ ને કોઇ વેળા એવું પણ કે હુ ડાગળીછટ થઇ જવાનો છુ, કારણ કે પ્રભુ દેવ વિષે કોઇને બોલતાં માત્ર સાભળુ કે તરત બીજાઓની સાથે તેને વખાણુવાને તથા મોટો માનવાને બદલે તેની વિરૂદ્ધ કઇને કઇ અતિ દુટ દેવનિંદક વિચાર મારા મનમાથી નિકળી આવે એમ હતુ, કે જેથી કરીને ગમે તો હુ માનુ કે દેવ છે ને છે અથવા તો તેના સરખુ કશુ છેજ નહિ એવુ મારૂ માનવુ હોય તો પણ મારામા કઇ પ્રેમભાવ કે શાતિ કે સદ્ભાવ માલમ પડ્યો નહિ.

૧૦૨ આવી વાતોને લીધે હુ ઘણોજ નિરાશ થઇ ગયો કેમકે હુ એવુ સમજ્યો કે દેવ પર પ્રીતિ રાખનારાઓમા આવી વાતો માલમ પડી શકેજ નહિ આવા પરીક્ષણો મારા પર જોરભેર આવતા હતા ત્યારે કોઇ બાળક કે જેને લુચ્ચા લોક જબરદસ્તીથી ઉપાડી તેના મિત્રો પાસેથી તથા દેશમાથી લઇ જાય તેના સરખો હુ પોતાને ઘણીવાર ગણતો. મે વખતો વખત લાત મારી ને ચીસ તથા બૂમ પણ પાડી ખરી તોપણ હુ પરીક્ષણના ફાદામા સપડાએલો હતો ને પવન મને લઇ ગયા વગર રહેજ નહિ એમ હતુ શાઉલનો તથા તેને જે ભૂત વળગ્યુ હતુ તેનો પણ વિચાર મને થતો ને મારો તેના જેવોજ હાલ થઇ ગયો છે એવો ભારે શક મારા મનમા ઉઠયો (૧ શમૂ ૧૦).

૧૦૩. તે દહાડાઓમા પવિત્ર આત્મા વિરૂદ્ધનુ પાપ એટલે શુ તે વિષે બીજાઓને વાત કરતા હુ સાભળતો ત્યારે ત્યારે તેજ પાપ કરવાની ઇચ્છા રાખવા પરીક્ષક મને એવી રીતે લલચાવતો કે હુ તે પાપ નહિ કરૂ ત્યા લગી મારાથી જાણે કે શાંત રહી શકાય નહિ, ને વળી મારે શાત રહેવુજ નહિ જોઇએ, તેમજ શાત રહુ પણ નહિ, એવો હુ થઇ ગયો, એટલે તે અરસામા તે પાપ શિવાય બીજુ કઇ પાપ મને ગમેજ નહિ કઇ અમુક શબ્દ બોલવાથી તે પાપ કરી શકાતુ હોય તો મારી મરજી હોય કે ના હોય તોપણ મારૂ મુખ જાણે કે તેજ શબ્દ ઉચ્ચાર્યા વગર રહેજ નહિ એવો હુ થઇ જતો, અને આ પરીક્ષણે મારા પર એટલુ બધુ જોર કર્યુ કે મારૂ મુખ ઉઘડતાં અટકાવવાને માટે મારી હડપચીને મારે હાથે દાબી રાખવાની તૈયારીમાજ હુ ઘણી વાર હતો, અને વળી એજ મતલબથી, એટલે મારૂ મુખ બોલતા અટકી જાય માટે કોઇ પણ કચરાના ખાડામા ઉધે માથે કુદી પડવાનો વિચાર મને બીજી વખતે થતો.

૧૦૪ ત્યારે કુતરા તથા દેડકાની હાલત ફરી મારી નજરે પડી, અને મારી તથા મારા સાથીઓની દુ ખમય સ્થિતિ કરતા દેવે કરેલા સર્વ પ્રાણીની સ્થિતિ મે બહુ સારી ગણી. હા, કુતરા અથવા ઘોડાની હાલત હુ ખુશીથી પસદ કરત, કારણ કે નરક કે પાપના સર્વકાલિક ભાર હેઠે નાશ પામનારો આત્મા મને છે તેવા આત્મા તેઓને હોતા નથી એવુ મને માલમ હતુ, બલકે તેની મને સમજણ પડી, તેની મને લાગણી થઇ ને તેથી હુ ઘણો હેરાન થઇ ગયો છતા બચાવ પામવાના મારા મનની પુરી તૃષ્ણા છે કે નહિ એવુ માલમ નહિ પડવાને લીધે મન વિશેષ દુ ખ થયુ. વળી આવી અકળામણ થતાજ "દુષ્ટો ઉછળતા સમુદ્રના જેવા છે. કેમકે તે શાત રહી શકતો નથી ને તેના પાણી

કીચડ તથા કાદવ ડોળી કાઢે છે. દુષ્ટોને કંઇ શાંતિ નથી, એમ મારો દેવ કહે છે" (યશા. ૫૭; ૨૦, ૨૧), આ ધર્મલેખે મારા આત્માને જાણે કે ફાડી તથા ચીરી નાખ્યો.

૧૦૫. અને હવે મારૂ હૃદય આંતરે આતરે ઘણુજ કઠણુ થતું; એક આસુના હજાર પાઉંડ આપત તોપણ મારાથી એક પણ પાડી શકાત નહિ, કેવળ એમ નહિ પણ વખતે એક પણ પાડવાની ઇચ્છા ભાગ્યેજ થાય મારી આવી હાલત જોવાથી હુ ઘણોજ નિરાશ થઇ ગયો. મેં જોયુ કે કેટલાએક માણસ તો પોતાના પાપને લીધે રડી શકે છે તથા વિલાપ કરી શકે છે, બીજાઓ તો ખ્રીસ્તને લીધે હરખ કરી શકે છે ને દેવની સ્તુતિ કરી શકે છે, ને બીજાઓ તો શાત રહીને દેવના વચન સબધી વાત કરી શકે છે ને તેનુ સ્મરણુ આનદથી કરી શકે છે, તોપણુ હુ એકલો તોફાન કે વાઝોડામા છુ, તેથી હુ ઘણોજ દબાઇ ગયો ને મારા જેવી બીજા કોઇની હાલત નથી એવુ મને લાગ્યુ તે માટે હુ મારી દુર્દશાથી ઘણો શોકાતુર હતો, તોપણુ આવી બાબતોથી બચી જવા તેમજ તેમને દૂર કરવા હુ અશક્ત હતો.

૧૦૬. આ પરીક્ષણુ તો લગભગ એક વરસ સુધી મને થયુ, તે દરમ્યાન મોટા તથા ભારે દુ ખ લાગ્યા વગર કોઇ પણ ધર્મક્રિયામા મારાથી ભાગ લઇ શકાય એમ નહોતુ, બલકે તે વેળા ઇશ્વરનિદક વાતોથી હુ ઘણો હેરાન થતો હતો; જેમકે દેવનુ વચન સાંભળ્યા પછી મલીનતામા તથા દુર્ભાષણોમાં તથા નિરાશામાં હુ સપડાઇ જતો; વાંચન કરી રહ્યો હોઉં ત્યારે મારાથી વચાયુ હોય તેટલા બધા વિષે કોઇ વાર મારા મનમાં સવાલો એકદમ ઉઠતા; ને વળી કોઇ વખત મારૂં મન વિચિત્ર રીતે ભમી જઇને બીજી બાબતોમાં એવી રીતે ગરક થઇ જતુ કે

તરતનુ વચાએલું વાક્ય પણુ મારી જાણુમાં ના રહે, ને ધ્યાનમાં ના રહે તેમ યાદ પણુ ના રહે એમ થતુ.

૧૦૭. વળી તે અરસામા પ્રાર્થનાની બાબતમાં પણુ મને ઘણી હરકત થતી હતી , શેતાન મારા લૂગડા પછવાડેથી ખેચતો હોય એવુ મને કોઇ વાર લાગતુ હતુ; હુ પ્રાર્થના કરતો હતો એટલામા એકદમ બધ કરાવવા નહિતો અધુરી મૂકાવવા, નહિતો ઉતાવળ કરાવવા તે મને લલચાવ્યા કરતો, "હવે તે પૂરતી પ્રાર્થના કીધી છે માટે મૂકી દે" એવુ મારૂ મન ખેચી લેવાને અથ તે સમજાવ્યા કરતો. વળી કોઇ વખતે મારા મનમાં તે આવા દુષ્ટ વિચાર કરાવતો કે "તુ મારી પ્રાર્થના કર નહિતો મારા હકમા તારે પ્રાર્થના કરવી જોઇએ," અને "પગે લાગ અથવા જો તુ પગે પડીને મારૂ ભજન કરે" આ વાક્ય મારા મનમા વખતે આવતુ હતુ (માત્થી ૪, ૯).

૧૦૮. તે શિવાય આ ફરજ બજાવતી વખતે મારા વિચાર ભટકતા હોવાને લીધે મારૂ મન શાત પાડવા ને દેવ પર લગાડવા હુ મહેનત કરતો ત્યારે ત્યારે પરીક્ષક તો છોડવા કે આખલા કે સાવરણી કે તેમના સરખી કોઇ પણુ વસ્તુનો ઘાટ મારા મન આગળ લાવી મૂકતો, એ સારૂ કે હુ જાણે કે તમની પ્રાર્થના કરૂ ને એમ કરતાં મને ગભરાવવા તથા અકળાવવા ને મારૂ ચિત ખેચી લેવા તે ઘણા જોરથી પ્રયત્ન કરતો. આવી વસ્તુઓ પર તે મારૂ મન કોઇ વખત એવી વિશેષ રીતે ચોટાડતો હતો કે જાણે કે તેઓ શિવાય બીજા કશાનો વિચાર મારાથી થઇ શકે નહિ એવુ મને લાગતુ.

૧૦૯. પરતુ દેવ વિષેની તેમજ તેની સુવાર્ત્તાની ખરેખરી સત્યતા વિષેની સારી તથા હૃદય પર અસર કરે એવી સમજુતી

મને કોઇ કોઇ વાર પ્રાપ્ત થતી હતી. પણ અરે ! આવે વખતે કેવા અવાચ્ય નિસાસાએ કરીને મારૂ હૃદય તો જાણે કે ધાટો પાડતુ હતુ. ત્યારે તો હુ મારા પુરા મનથી દરેક શબ્દ બોલતો હતો. દેવને સારૂ તલપીને હુ તેને આજીજી કરતો હતો કે તે મારા ઉપર કૃપા કરે, છતા મારો જીવ આવા વિચારોથી પાછો પડતો હતો કે પવિત્ર દૂતોના સાભળતા પણ દેવ આ મારી પ્રાર્થનાઓના ઠઠ્ઠા કરતા કહે છે કે "આના સરખા માણસ પર કૃપા કરવી તે વગર જાણે કે મારે મારી કૃપાનો બીજો કશો ઉપયોગ કરવાનો નથી એવુ ધારીને આ બીચારો ભોળો માણુસ મારે માટે તલપી મરે છે. અરેરે ! બીચારા, તારી કેટલી મોટી ભૂલ છે; તારા જેવા ઉપર પરાત્પર દેવ મહેરબાની રાખેજ નહિ" એવુ મારા મનમા આવતુ.

૧૧૦ તે સિવાય, જેથી મારી હિમ્મત ભાગી જાય એવી વાતો લઇને પરીક્ષક મારા ઉપર હુમલો કરતો હતો; જેમકે "દયા પામવા માટે તમે બહુ ગરમ થઇ રહ્યા છો, પણ હુ તમને ટાઢા કરી નાખીશ, તમારી આવી ભાવના કઇ સદા રહેશે નહિ થોડી વારને માટે ઘણા તો તમારા જેટલા ગરમ થઇ ગયા હતા ખરા, પણ મે તેમની આસ્થા ટાઢી પાડી છે," એવુ તેના કહેતામા ફલાણા ફલાણા માણસ કે જેઓ પાછા હઠી ગયા હતા તેઓ તો જાણે કે મારી નજરે આવી પડતાં ત્યારે હુ પણ પાછો હઠી જઇશ એવી મને બીક લાગતી "પણ, આ મારા મનમા આવે છે તે બહુ ખુશીની વાત છે, વારૂ, હુ બનતા સુધી જાગૃત રહીને સાવધાન રહીશ" એવો મને વિચાર થયો. એટલામાં શેતાને કહ્યુ કે "તમે એમ કરશો તોપણ તમે મારાથી હારી જશો; જાણવામા પણ ના આવે તેમ થોડે થોડે ને ધીમે ધીમે હુ તમને ટાઢા કરી નાખીશ. તમારૂ હૃદય ટાઢું કરવામા મને સાત વરસ

લાગે ને આખરે તે કામ હુ કરી શકુ તો પછી શી ફિકર ? હિંચકા નાખ્યાં કર્યાથી રડતુ બાળક પણ ઉંઘાડી શકાય એમ છે, હુ તો તમને છોડીશજ નહિ, જ્યા સુધી કે બેડુ પાર ઉતરે. અત્યારે તમે ધગધગતા છો તોપણ આ ગરમીમાથી હુ તમને ખેચી કાઢી શકુ છુ; હુ તો થોડીજ વારમા તમને ઠંડા કરી નાખીશ

૧૧૧. આવી વાતોને લીધે હુ તો ભારે ગુંચવણમાં પડ્યો એ માટે કે મરી જવા સારૂ હુ તે વખતે તેયાર જણાતો નહોતો, તેમજ લાંબો વખત હયાત રહેવાથી હુ વધારે ને વધારે નાલાયક થવાનો છુ એવુ મને લાગ્યુ, કારણ કે કાળગમનથી હુ બધુ ભૂલી જાઉં ને વળી પાપની ભુડાઇનુ તથા સ્વર્ગની ઉત્તમતાનુ તથા ખ્રીસ્તના લોહીથી ધોવાવાની જે અગત્ય તેનુ સ્મરણ પણ મનમાથી ને વિચારમાથી જાણે કે ઘસાઇ જાય એમ હતુ. પણ હુ ખ્રીસ્ત ઇસુનો ઉપકાર માનુ છુ કે આવી વાતોને લીધે હુ તે વખને કઇ ઓછો રડ્યો નહિ, બલકે જે બાયડી વ્યભિચારીને મળે (પુ ૨૨, ૨૬) તેની પેઠે હુ તેઓને લીધે રડવા લાગ્યો. તે અરસામા આવા દુખો મેં કઇક વાર ભોગવ્યા હતા ત્યારે મને જે સારૂ વચન પ્રાપ્ત થયુ તે એ કે, “મારી ખાત્રી છે કે, મરણ કે જીવન ઇત્યાદિની વસ્તુ, દેવની જે પ્રીતિ ખ્રીસ્ત ઇસુ આપણા પ્રભુમાં છે, તેથી આપણને જૂદા પાડી શકશે નહિ” (રૂમી ૮; ૩૮, ૩૯). અને હવે લાબો વખત જીવતો રહુ તોપણ મારો નાશ નહિ થાય તેમજ હુ સ્વર્ગને ચૂકી નહિ જાઉં એવી મને આશા થઇ.

૧૧૨. પરતુ આ પરીક્ષણમાં મને કેટલાંએક ટેકારૂપ વચન મળ્યાં, અગર જો તે સમયે એ ટેકાઓ સબધી મારા મનમાં સશય ઉપજતા ખરા; જેમકે શરૂઆતમા યિર્મેયાહ ત્રીજાથી

તેમજ તેજ અધ્યાયની પાંચમી કલમ પરના વિચારથી કંઇક ગુણ થયો, એટલે હું એવુ સમજ્યો કે બની શકે તેવુ ભુંડુ આપણાથી બોલાયુ કે કરાયું હોય તોપણ "રે મારા બાપ, તુ મારી યુવાવસ્થાનો સભાળનાર છે" એવુ દેવને પોકારીને કહેવુ જોઇએ, અને એ પણ સમજ્યો કે આપણને તેની પાસે પાછા જવાનુ છે.

૧૧૩ વળી "જેણે પાપ જાણ્યુ ન હતુ, તેને તેણે આપણને વાસ્તે પાપરૂપ કીધો, એ સારૂ કે આપણે તેનામા દેવના ન્યાયીપણારૂપ થઇએ," એવી જે વાત ૨ કર. ૫; ૨૧ મા મળી આવે છે તેથી એક વખતે મને ઘણો આરામ મળ્યો. મને યાદ છે કે એક દહાડો એક પડોસીના ઘરમાં બેઠા બેઠાં મારાં ઘણાં દુર્ભાગપણનો વિચાર કરતાં ઘણો દીલગીર થઇને હુ મારા મનમાં કહેતો હતો કે, "મારા જેવો દુષ્ટ તથા ધિક્કારપાત્ર માણસ અનત જીવનનો વારસો કદી પામે એવુ કહેવાનુ મારી પાસે શુ કારણ છે," એટલામાં એવુ વચન મને એકાએક પ્રાપ્ત થયુ કે, "ત્યારે એ વાતો વિષે આપણે શુ કહીએ? જ્યારે દેવ આપણા પક્ષનો ત્યારે આપણી સામો કોણ?" (રૂ ૮, ૩૧). વળી "હુ જીવુ છુ, માટે તમે પણ જીવશો" આ વચનથી પણ મને મદદ મળી (યો. ૧૪, ૧૯). પરતુ પ્રાપ્ત થતામાજ આ વચનો મને બહુ ગળ્યા લાગ્યા ખરા તોપણ કેવળ સૂચનારૂપ તથા ઇશારારૂપ તથા ક્ષણિક મુલાકાતરૂપ એવાં તેઓ હતાં, ને વળી તેઓ ટકી રહ્યા પણ નહિ, પણ પીતરની ચાદરની પેઠે તેઓ એકદમ મારી પાસેથી આકાશમા ઉઠાવી લેવામા આવ્યાં (પ્રે. કૃ. ૧૦; ૧૬).

૧૧૪. પણ પછી પ્રભુએ મારા ઉપર વત્તી કૃપા દેખાડી તે એટલે સુધી કે આ વાતોનો જે દોષ મારા અત કરણને લાગેલો

હતા તેથી એટલુજ નહિ પણ તેમની જે મલિનતા તેથી પણ મને છુટો કીધો; એટલે પરીક્ષણ દૂર કરવામા આવ્યુ અને બીજા ખ્રીસ્તીઓની માફક મારૂ પણ મન પાછુ ઠેકાણે આવ્યુ.

૧૧૫. મને સાભરી આવે છે કે એક દહાડો હુ મુસાફરી કરતા મારા હૃદયની દુષ્ટાઇ તથા તેની ઇશ્વરવિરૂદ્ધતા વિષેનુ મનન કરતો હતો અને ઇશ્વર પ્રત્યે મારામાં જે દ્વેષભાવ તેનો હુ વિચાર કરતો હતો, એટલામા "તેના વધસ્તભના લોહીથી શાતિ કરાવીને" એવુ શાસ્ત્રવાક્ય મારા મનમા આવ્યુ (કલ. ૧; ૨૦). તે ઉપરથી મને ફરી ફરીને એવુ જણાઇ આવ્યુ કે તેના રક્તથી દેવ તથા મારો આત્મા એ બેઉ મિત્ર થયા છે; હા, મને એવુ માલમ પડયુ કે તેના રક્તે ફરીને દેવનો ન્યાયગુણ તથા મારો પાપે ભરેલો આત્મા તેઓ તો એક બીજાને ભેટીને ચુબન કરી શકે એમ છે. તે તો મારે વાસ્તે શુભ દિવસ હતો ને તે મારાથી કદી ભુલી જવાય નહિ એવી મારી આશા છે.

૧૧૬. બીજે પ્રસગે મારે ઘેર ચુલા આગળ બેઠા બેઠા હુ મારી બુરી હાલત વિષેનો વિચાર કરતો હતો એટલામા પ્રભુએ મને આવુ અમૂલ્ય વચન જણાવ્યુ કે "બાળકો માસ તથા લોહીનાં હોય છે, માટે તે પણ તેજ રીતે તેઓનો ભાગિયો થયો, એ સારૂ કે તે પોતે મરણ પામીને મરણનો પરાક્રમ રાખનારનો, એટલે શેતાનનો નાશ કરે; ને મરણની બિહીકથી જે પોતાના આખા આયુષ્યભર દાસપણામા હતા તેઓને છોડાવે." (હેબ. ૨; ૧૪, ૧૫). આ શબ્દોનો મહિમા તે વખતે મને એટલો બધો ભારે લાગ્યો કે શોક તથા દુ:ખના કારણે તો નહિ પણ ખરા આનદ તથા શાંતિને કારણે હુ બેઠા બેઠાં બેભાન થવાની અણી પર એક બે વાર આવી ગયો, એવું મને લાગ્યું.

૧૧૭. તે અરસામાં પવિત્ર મિસ્ટર ગીફાર્ડ કે જેનો ઉપદેશ દેવની કૃપાથી મને ઘણી દ્રઢતા પમાડતો હતો તેનુ સાંભળવા હુ જતો હતો. જે ખોટી તથા અનર્થક કસોટી તરફ આપણુ વલણુ હોય છે તેમાથી દેવના લોકને છોડાવવાના કામમા આ માણુસ વિશેષ લાગુ રહેતો હતો, ને અમને એવો બોધ દેતો હતો કે સાવધાન રહો ને કોઇ પણુ માણુસનો ભરોસો કરીને કેવળ તેના કહેવા ઉપરથી કોઇ પણુ સિદ્ધાત ખરો નહિ માનો, પણુ દેવને પોકારીને વિનતી કરવી જોઇએ કે તે તેની સત્યતાની ખાત્રી કરી આપીને પવિત્ર શાસ્ત્રથી પોતાના આત્માની હસ્તક તેમા તમને સ્થાપિત કરે કારણુ કે જો તમે એમજ નહિ કરશો તો જ્યારે ભારે પરીક્ષણો આવશે ત્યારે સ્વર્ગી સાબિતી નહિ મળ્યાને લીધે તમને માલમ પડશે કે, સામા થવાને માટે અમારામા સહાય તથા બળ છે એ તમારી ધારણા ભૂલભરેલી હતી

૧૧૮. આગલો તથા પાછલો વરસાદ પોતપોતાની ઋતુએ સવેળાનો હોય છે તેમ આ વાત તો મારા આત્માને અનુકુળ પડી, એ માટે કે આ તેની કહેલી વાતની ખાત્રી મને દુ ખમય અનુભવ પરથી થઇ હતી, કારણુ કે શેતાનથી પરીક્ષણુ થાય ત્યારે વિશેષે કરીને ઇસુ પ્રભુ છે એમ કોઇ પણુ માણુસ પવિત્ર આત્મા વિના કહી શકતો નથી, એવુ મને લાગ્યુ હતુ તે માટે ઉપલો બોધ માની લેવા તથા દેવના મહિમા સબધીની તેમજ મારા પોતાના સદાકાલિક સુખ સબધી કોઇ પણુ બાબતની સાબિતી સ્વર્ગમાથી મને આપ્યા વગર તે ન રહે એવી દેવની પ્રાર્થના કરવા મારો આત્મા કૃપાએ કરીને ઘણો આતુર જણાયો. કારણુ કે મને એવુ સ્પષ્ટ માલમ પડયુ કે માસ તથા લોહીના વિચારમા ને સ્વર્ગમાના દેવનાં પ્રકટીકરણોમા મોટો તફાવત હોય

છે, તેમજ ખોટા તથા માણુસની બુદ્ધિ પ્રમાણેના વિશ્વાસમાં ને દેવથી જન્મેલા માણુસમાં જે વિશ્વાસ પેદા થાય છે તેમાં મોટો ફરક હોય છે (માત્થી ૧૬; ૧૫. ૧ યો. ૫; ૧).

૧૧૯ અને હવે એક પછી એક સત્ય વાતમાં મારો આત્મા કેવી રીતે દેવથી દોરાઇ ગયો! એટલે કે દેવપુત્રના જન્મ તથા પારણાથી માંડીને તેના રાજ્યાભિષેક તથા જગતનો ન્યાય કરવા તેના સ્વર્ગમાથી બીજી વાર આવવા સુધી.

૧૨૦. ખરેખર તે સમયે આ બાબતમા મહાન દેવ તો મારા ઉપર ઘણો મહેરબાન જણાયો, જેમકે મને યાદ છે કે જે કઇ વિષે મે દેવને વિનતી કરી કે તે મને જણાવે ને પ્રગટ કરે તે સર્વ મને જાહેર કરવા તે રાજીજ હતો, એટલે પ્રભુ ઇસુના સુવૃત્તાતમાનો કોઇ પણ ભાગ એવો નહોતો કે જેમા હુ યથાક્રમ દોરાઇ ગયો નહિ. આપણુને તારવાને માટે દેવે ઇસુ ખ્રીસ્તને આપી દીધો, આ દેવનુ જે આશ્ચર્યકારક કામ તેને, ઇસુ ગર્ભમા રહ્યો ને જન્મ્યો ત્યારથી તે ન્યાય કરવાને પાછો આવવાનો છે ત્યા સુધી ચાર સુવાર્ત્તિકોએ કરેલી હકીકતને આધારે મેં ઘણુા પ્રમાણુ સહિત જોયુ એવુ મને લાગ્યુ. મેં તો જાણે કે તેને જન્મતો તથા મોટો થતો ને તેને પારણાથી તે વધસ્તભ સુધી આ દુનિયામા ચાલતો જોયો હોય એવુ મને લાગ્યુ, અને તે વધસ્તભ આગળ આવી પહોચ્યો ત્યારે મારા પાપ તથા ભુંડા કૃત્યને લીધે તે પર ખીલાએ જડાવા સારૂ તેણે કેવી નરમાસથી પોતાને સ્વાધીન કીધો, એવુ પણ મેં જોયુ. અને વળી તેની આ વાતો વિષે હુ મનન કરતો હતો ત્યારે "મારી નખાવા સારૂ તે ઠરાવાયો" આવુ વાક્ય મારા મનમાં આવ્યુ (૧ પી. ૧; ૧૨, ૨૦).

૧૨૧. અને તેના પુનરૂત્થાનની સત્યતાનો વિચાર કરતાં "મરિયમ, મને અડક મા" ઇત્યાદી જે વચન, તે મને યાદ આવ્યુ ત્યારે પોતાનુ પુનરૂત્થાન થયાના તથા આપણા ભયકર દુશ્મનો પર જય મેળવ્યાના આનદને લીધે તેને તો જાણે કે કબરના મ્હોમાથી કુદી નિકળતો મેં જોયો (યો ૨૦; ૧૭). તે શિવાય મારે માટે દેવ બાપને જમણે હાથે તેને માણસ રૂપમાં બેઠેલો મેં આત્મામાં જોયો છે, ને જગતનો ન્યાય કરવા મેં તો જાણે કે તેને આકાશમાથી મહિમા સહિત આવતો દીઠો છે. વળી આ બધી વાતના પ્રમાણમા નીચે લખેલા શાસ્ત્રવાક્ય મને મળ્યાં છે —પ્રે. કૃ. ૧, ૯, ૧૦ ૭; ૫૬ ૧૦; ૪૨. હેબ. ૭; ૨૪ ૯; ૨૮. પ્રક. ૧; ૧૮ ૧ થેસ. ૪, ૧૭, ૧૮.

૧૨૨. પ્રભુ ઇસુ દેવ છતા માણસ તેમ માણસ છતા દેવ છે કે નહિ તે જાણવા સારૂ હુ એક વખત ગુંચવણમા પડ્યો; અને આકાશમાથી મને સાબિતી નહિ મળે તો બધુ કઇ ના જેવુ છે એમજ મને તે સમયમા લાગતુ, પછી માણસ ગમે તે બોલે; હા, દેવ સબધીના કોઇ પણ સિદ્ધાત વિષે જોઇએ તેવો નિશ્ચય મને મળ્યો નથી એવુ હુ માનતો. વારૂ, ઉપલી વાત વિષે હુ ભારે ગુંચવણમા હતો ને તેનો શો ખુલાસો હશે તેની કઇ સૂઝ મને પડી નહિ; આખરે પ્રક. ૫, ૬ મા જે લખેલુ છે તે મારા મનમા આવ્યુ કે "રાજ્યાસનની તથા ચાર પ્રાણીઓની વચમાં તથા વડીલોની વચમા મારી નાખેલાના જેવુ એક હલવાન ઉભું રહેલું મેં દીઠુ," તે ઉપરથી મને એવુ લાગ્યુ કે રાજ્યાસનની મધ્યે ઇશ્વરત્વ તો છેજ અને વડીલોની મધ્યે તેનુ મનુષ્યત્વ તો છેજ. અરે, આ વાત મને કેવી ઝગઝગતી લાગી! તે તો બહુ સારી સૂચના હતી ને તેથી મને પુષ્કળ સતોષ વળ્યો. વળી બીજા પણ એક શાસ્ત્રવાક્યથી મને આ બાબતમાં ઘણી મદદ

મળી, તે એ કે "આપણુને સારૂ છોકરો જન્મ્યો છે; આપણુને પુત્ર અપાયો છે; ને તેની ખાંધ પર રાજ્યાધિકાર થશે, ને તેનું નામ અદ્‌ભૂત મત્રી, પરાક્રમી દેવ, સર્વકાળનો પિતા, શાંતિનો સરદાર કહેવાશે" (યશ. ૯; ૬).

૧૨૩. વળી આ સિદ્ધાંત પર મને પાકો વિશ્વાસ થાય માટે પ્રભુએ પોતાના આ વચન ઉપરાત બીજી બે વાતનો ઉપયોગ કીધો; તેઓમાની એક તો એ કે, ક્વેકરો (એટલે ખ્રીસ્તી ધર્મના એક પથ) ની ભૂલો, અને બીજી તો એ કે પાપનો દોષ; એટલે ક્વેકરો આ સત્ય મતની વિરૂદ્ધ થતા તેમ તેમ તેને મજબુત ટેકો આપનારાં શાસ્ત્રવાક્યો મને જણાવીને દેવ તેની વધારે ખાત્રી મને કરી આપતો.

૧૨૪. તે વખતે જે ખોટા મત આ લોક માનતા હતા તેઓ આ કે ·—

૧) પવિત્ર શાસ્ત્ર એકલુ દેવનુ વચન નથી.

૨) જગતમાંના દરેક માણુસમા ખ્રીસ્તનો આત્મા, કૃપા, વિશ્વાસ વગેરે છે.

૩) સોળસેં વરસ ઉપર ખ્રીસ્ત ઇસુએ વધસ્તભે જડાઇને મરણુ ભોગવ્યુ તેમાં લોકોના પાપને માટે દેવનો ન્યાય કઇ તૃપ્ત થયો નથી.

૪) ખ્રીસ્તનુ માંસ તથા લોહી તો ભક્તોની માંહે છે.

૫) કબરસ્થાનમાં સારા નઠારાની જે લાસો દટાએલી છે તેઓ ફરીથી ઉઠશે નહિ.

૬) સારા માણુસનુ પુનરૂત્થાન તો ક્યારનુએ થઇ ચુક્યું છે.

૭) ઇસુ કરીને જે માણુસ કનાન દેશમાંના યરૂશાલેમની પાસેની કાલવરી ટેકરી પર બે લૂટારાની વચ્ચે વધસ્તંભે

જડાયો હતો તે તો સૂર્યમડળવાળા આકાશની ઉપર ચઢી ગએલો નથી

૮) યહુદીઓના હાથથી જે મરણ પામ્યો તેનેતેજ ઇસુ છેલ્લે દહાડે પાછો નહિ આવશે, ને માણસ તરીકે સર્વ પ્રજાનો ઇન્સાફ નહિ કરશે, ઇત્યાદિ.

૧૨૫. તે અરસામા એઓએ બીજી ઘણી દુષ્ટ તથા ધિક્કારપાત્ર વાત ફેલાવી કે જેને લીધે ધર્મલેખોની વધારે બારીક તપાસ કરવાને મારૂં મન ખેંચાયુ, અને શાસ્ત્રના અજવાળા તથા સાક્ષીથી મને સમજુતી મળી એટલુજ નહિ પણ સત્યની વિશેષ ખાત્રી મને થઇ ને તેથી હુ ઘણો દિલાસો પામ્યો; અને હુ કહી ગયો તેમ, પાપના દોષ વિષેની વાતથી મને ઘણી મદદ પ્રાપ્ત થઇ, એટલે જ્યારે જ્યારે પાપનો દોષ મારે માથે ચઢી આવતો ત્યારે ત્યારે શાસ્ત્રમા લખેલી મીઠાશ ભરેલી રીતે ખ્રીસ્તનુ લોહી તેને ફરી ફરીને ટાળી મૂકતુ. અરે મારા મિત્રો! દેવને વિનતી કરો કે તે તમને ઇસુ ખ્રીસ્ત પ્રગટ કરે; તેના જેવો બોધક બીજે કોઇ છેજ નહિ.

૧૨૬ ખ્રીસ્ત વિષેની સઘળી વાતમા દેવે કેવી રીતે મને સ્થાપિત કીધો, અને એમ કરવાને અર્થે તે મને પોતાનાં વચનમા કેવી રીતે દોરી ગયો, હા, તેણે મારે વાસ્તે તેઓને કેવી રીતે સ્પષ્ટ કરી દેખાડ્યા ને મારી આગળ તેઓને પ્રકાશિત કીધા ને તેમનો વાસો મારી માંહે કરાવ્યો ને તેઓ વડે પોતાના તથા પોતાના પુત્રના અસ્તિત્વ વિષે અને પવિત્ર આત્મા તથા વચન તથા સુવાર્તા વિષે મારી સાથે વાત કરીને મને ફરી ફરીને દિલાસો દીધો એનુ વિગતવારે કહેવા જતાં લાબો વખત લાગે.

૧૨૭. પરતુ મેં આગળ કહ્યુ છે તેજ હુ તમને ફરીથી કહીશ કે ઘણું કરીને નીચે પ્રમાણે મારી સાથે વર્ત્તવુ પ્રભુને સારૂં

લાગ્યુ, કે પહેલવહેલા પોતાના વચન સબધીના પરીક્ષણથી તે મને દુ.ખિત થવા દેતો, ને પછી તેઓને મને પ્રગટ કરતો; જેમકે પાપના ભારે દોષથી હુ કોઇ વખત જમીનદોસ્ત થતા સુધી પણ દબાઇ જનો ત્યારે પ્રભુ મને ખ્રીસ્તના મરણની વાત દેખાડતો, બલકે તેનુ લોહી મારા અત:કરણ પર તે એવી રીતે છાટતો કે જે અત:કરણમા તરતજ નિયમશાસ્ત્ર જાણે કે ક્રોધે ભરાઇને રાજ્ય કરતુ હતુ તેનેતેજ અત:કરણમા મારી જાણ બહાર ખ્રીસ્તમાંની દેવની શાતિ તથા પ્રીતિ આવીને રહેતી હોય એવુ મને માલમ પડતુ.

૧૨૮. ત્યારે મને એવુ લાગ્યુ કે, આકાશમાથી આવેલી મારા તારણની એક સાબિતી મને મળી છે કે જેને સોનાની ઘણી મુદ્રા લટકાવેલી મારી નજરે પડી હવે કૃપાના કઇ ને કઇ દાખલા હુ દિલાસા સહિત યાદ કરી શકતો હતો, અને છેલ્લો દહાડો આવે એવી મને ઘણી વાર તૃષ્ણા લાગતી હતી એ સારૂ કે જેના માથા પર કાટાનો મૂગટ મુકેલો હતો, જેના મ્હોડા પર થુકવામા આવ્યુ હતુ, જેનુ શરીર ભગાયુ હતુ ને જેનો આત્મા મારા પાપને લીધે અર્પણ થયો હતો તેના દર્શનથી તથા આનદથી તથા મેળાપથી હુ સર્વકાળ સુધી ઉત્સાહી થઇ જાઉ; એ માટે કે અગાઉ નરકના દ્વાર આગળ હુ ધ્રુજતા ધ્રુજતા પડી રહેતો હતો, પણ હવે તો મને એવુ લાગ્યુ કે હુ તેથી એટલે છેટે ગયો હતો કે મેં પછવાડે જોયુ ત્યારે તે ભાગ્યેજ દેખી શકાયુ. અને અરે! મારા મનમાં એવુ આવ્યુ કે હુ અત્યારેજ એંસી વરસનો હોત, એ સારૂ કે હુ વહેલો મરી જાઉં ને મારો આત્મા વિશ્રામ-સ્થાનમા પ્રવેશ પામે.

૧૨૯. પણ આ મારા પરીક્ષણોમાંથી હુ એટલે સુધી છુટી ગયો તે પહેલાં કોઇ પ્રાચીન કાળનો ધાર્મિક માણુસ કે જેણે

મારો જન્મ થયા પહેલા કેટલાએક સૈકા ઉપર કઇ લખ્યુ હતુ તેનો અનુભવ જાણવાનુ મને ઘણુ મન થયુ, કેમકે હુ એવુ સમજતો હતો કે જેઓએ આપણા જમાનામા કઇ લખ્યુ છે તેઓએ તો કેવળ બીજાને થએલા અનુભવની વાત લખી છે (પણ હવે તેઓ મને માફ કરે એવી મારી ઇચ્છા છે), નહિ તો જે શકાઓથી તેઓએ બીજાઓને ગુંચવાતા જોયા હતા તેમનુ ખડન કરવા તેઓએ પડે ઉડા ઉતર્યા વગર પોતાની અક્કલહોશિયારીથી પ્રયત્ન કીધા છે, એવુ મને લાગ્યુ  વારૂ, મારા મનની આવી ઘણી તૃષ્ણા થયા બાદ દેવે કે જેના હાથમા આપણા સર્વ દહાડા તથા માર્ગો છે તેણે તો એક દિવસે માર્ટીન લુથરકૃત એક પુસ્તક મારા હાથમા મુકાવ્યુ, તે તો ગલાતીઓને પત્ર પર તેની ટીકાનુ પુસ્તક હતુ, અને વળી તે એવુ જુનુ હતુ કે માત્ર હુ તેને આડું અવળુ ફેરવુ તો તે તરતજ ટુકડેટુકડા થઇ જાય. હવે આવુ જુનુ પુસ્તક મારા હાથમા આવ્યુ હતુ તેથી હુ ઘણો રાજી થઇ ગયો, ને મેં તેને થોડુક તપાસ્યુ ત્યારે તેના અનુભવની વાતમા મેં મારી પોતાની હાલતનુ વિવેચન એવા વિસ્તારથી તથા એવી ઉડી રીતે કરેલુ જોયુ કે જાણે તેનુ પુસ્તક મારા પોતાના હૃદયમાથી લખેલુ હોય એવુ મને લાગ્યુ  એથી મને અચબો લાગ્યો એ માટે કે મને એવો વિચાર થયો કે હાલના ખ્રીસ્તીઓની હાલત વિષે આ માણસ કઇ જાણી શકે એવુ નહોતુ પણ આગલા દિવસોમાજ અનુભવેલી વાત તેણે તો જરૂર લખી તથા કરી છે.

૧૩૦. વળી દુર્ભાપણુ તથા નિરાશા સરખા પરીક્ષણોની ઉત્પત્તિનુ વિવેચન તે પોતાના પુસ્તકમા બહુ ગભીરપણે કરતા બતાવે છે કે તેઓમાં મુસાના નિયમશાસ્ત્રનો તેમજ શેતાનનો તથા મોતનો તથા નરકનો વિશેષ ભાગ હોય છે. આ વાત તો

શરૂઆતમા મને ઘણી નવાઇ જેવી લાગી પણ તે એમજ છે એવુ વિચાર તથા તપાસ કરતા મને માલમ પડ્યુ. પણ અત્યારે હુ વિગતવારે કઇ કહેવાનો નથી છતા મને એવુ લાગે છે કે મારે સર્વ માણસને એટલુ તો જાહેર કરવુજ જોઇએ કે પવિત્ર બૈબલ શિવાય જે પુસ્તકો મેં કદી જોયા છે તે સર્વ કરતા આ માર્ટીન લુથરકૃત ગલાતીઓને પત્ર વિષેનુ પુસ્તક હૃદયભગ્નોને વાસ્તે લાયક હોવાને લીધે મને પસદ પડે છે.

૧૩૧. અને હવે હુ ખ્રીસ્ત પર ઘણો પ્રેમ રાખુ છુ એવુ મને લાગ્યુ. અરે! મારો આત્મા તેને વળગી રહ્યો છે, મારી મનોભાવના તેનેજ વળગી રહી છે, મારી તેના પરની પ્રીતિ અગ્નિ જેટલી ગરમ છે, અને અયુબે કહ્યું તેમ "હવે હુ મારા માળામા મરવા પામીશ," એવુ મને લાગ્યુ છતા મારી પ્રીતિ ઘણી તો નહિ પણ થોડીજ છે, ને હુ કે જે મારા સમજવા પ્રમાણે ઇસુ ખ્રીસ્ત પર અતિ ઘણી પ્રીતિ રાખવાવાળો હતો તે હુ તેને સહેજ કારણને માટે ફરીથી છોડી શકુ છુ એવુ મને થોડીજ વારમા માલમ પડ્યુ. આ પ્રમાણે આપણને કેવી રીતે નમાવવા તથા માણસજાતથી અહકાર કેવી રીતે સતાડી રાખવો એ દેવ જાણે છે. ત્યાર પછી થોડીજ વારમા મારી પ્રીતિનુ ખરેખરૂ પારખુ થયુ.

૧૩૨. એટલે પ્રભુએ કૃપા કરીને આ મોટા તથા ભારે પરીક્ષણમાંથી મને આવી રીતે બચાવ્યો ને પોતાની પવિત્ર સુવાર્ત્તા પરના વિશ્વાસમા મને આવી મધુર રીતે સ્થાપિત કીધો, અને ખ્રીસ્તની મારફતે પોતાની જે પ્રીતિ તેમા મારા લાગભાગની બાબતમા મને એવો મોટો દિલાસો ને એવુ દઢ પ્રમાણુ આકાશમાથી આપ્યુ; ત્યાર પછી અગાઉના કરતાં એક ભારે તથા ભયંકર પરીક્ષણ કરવા શેતાન મારી પાસે પાછો આવ્યો.

૧૩૩. તે તો એ હતુ કે આ દિવ્ય ખ્રીસ્તને વેચી દેવો, એટલે આ જીદગીની કોઇ પણ ચીજના બદલામા તેને આપી દેવો. મારૂ આવુ પરીક્ષણ વરસ દહાડા સુધી થયુ ને તે તો મારી પાછળ એવી રીતે લાગલગટ રહ્યુ કે મહિનામા એકે દિવસ પણ, હા, કોઇ કોઇ વાર ઉંઘવાના વખત શિવાય લાગલગટ ઘણા દિવસ સુધી એક કલાક પણ હુ તેથી છૂટો રહી શક્યો નહિ.

૧૩૪. અને મને આશા હતી કે તેની કૃપાથી હુ ખરે ખ્રીસ્તમાં છુ, તે પ્રમાણે જેઓ ખ્રીસ્તમા સાર્થક રીતે મેળવાઇ ચુક્યા હોય તેઓ તેને કદી પણ ખોઇ શકેજ નહિ એવી મને સમજ તથા ખાત્રી થઇ હતી; "જમીન સદાને માટે વેચાય નહિ, કેમકે જમીન મારી છે," એવુ દેવ કહે છે, (લેવી ૨૫, ૨૩). પરતુ એથી મને જાથુ દુ ખ થતુ હતુ કે ખ્રીસ્ત ઇસુ કે જેણે મારે વાસ્તે આટલુ બધુ કર્યું હતુ તેની વિરૂદ્ધ એવો એકે વિચાર મારામા કેમ આવે છે, તો પણ આવા ઇશ્વરનિંદક વિચારો શિવાય લગભગ બીજા કોઇ તે વખતે મને થતા નહોતા

૧૩૫ પણ આ વિચાર મને અણગમતો લાગ્યો તેથી તેમજ તેને અટકાવવાને માટે મેં કઇ ઇચ્છા ને પ્રયત્ન કીધા તેથી તે આવતાં જરા પણ બધ થયો અથવા તો તેના બળમા ને જોરમા કઇ પણ ઘટાડો થયો એમ તો નહિ, કેમકે જે કઇ હુ વિચારતો હતો લગભગ તે બધામાં તે પોતાને એવી રીતે દાખલ કર્યા કરતો હતો કે ગમે તો હુ જમતો હોઉં કે ટાંકણી લેવા વાંકો વળતો હોઉં કે લાકડુ ફાડતો હોઉ કે કઇ ને કઇ તરફ નજર કરતો હોઉં તો પણ આવુ પરીક્ષણ આવ્યા વગર રહેતુ નહોતુ કે આને સાટે કે એને સાટે ખ્રીસ્તને વેચી નાખ, તેને વેચી નાખ, તેને વેચી નાખ.

૧૩૬. કોઇ વખત લાગલાગટ સૌથી વધારે વાર પણ એવું મારા મનમાં આવ્યાં કરતુ કે તેને વેચી નાખ, તેને વેચી નાખ, તેને વેચી નાખ, કે જે પરીક્ષણની સામે થતાં મને કલાકના કલાકો સુધી મારા આત્માને તેની વિરૂદ્ધ થવાને માટે જોરથી વલણ કર્યાં કરવુ પડતુ, રખેને મારી જાણ બહાર તેને સંમતિ આપે એવો કોઇ પણ દુષ્ટ વિચાર મારા મનમાં થાય. અને મેં તેને સમતિ આપીજ છે એવું પરીક્ષક કોઇ વખત મારી પાસે મનાવતો હતો, પણ એવામાં હુ તો જાણે કે સકચાએ રિબાનો હોઉં એવો હુ કેટલાએક દિવસ લગી થઇ જતો.

૧૩૭. આ પરીક્ષણને હુ કોઇ પણ વખત વશ થઇને તેથી હારી જાઉ તેની મને એટલી બધી દેહેશત લાગી કે આ દુષ્ટતાની વિરૂદ્ધ તથા સામે થવાને માટે મારૂ મન જે જોર કરતુ હતુ તેના કારણથી મારૂ શરીર પણ હાલી જતુ, એટલે સુધી કે મારા હાથ ને કોણી પણ જાણે કે ધક્કો મારતા હોયની; અને સહારક કહેતો કે તેને વેચી નાખ, કે તરત હુ ઉત્તર દેતા બોલતો કે હુ નહિજ વેચીશ, નહિજ વેચીશ, નહિજ વેચીશ, નહિજ વેચીશ, હા, હજારો ને હજારો ને હજારો જગતના બદલામાં પણ નહિ. એ પ્રમાણે હુ તેની કિમ્મત આટલી બધી ચઢીઆતી મૂકતો રખેને આ હુમલા થતામા હુ તેની કઈ ઓછી કિમ્મત કરૂં. આ બધુ એટલે સુધી થયુ કે હુ ક્યાં છુ અથવા હુ કેવી રીતે ફરી શાત થાઉં તેની મને ભાગ્યેજ સૂઝ પડે એમ હતુ.

૧૩૮. આવા સમયમાં તે મને નિરાંતે ખાવા દેતો નહોતો, હા, ત્યારે પણ, એટલે હુ મેજ પર જમવા બેસુ ત્યારે તે એમ કરે કે તારે ત્યાંથી ઉઠીને પ્રાર્થના કરવી જોઇએ, એકદમ તારૂં ખાવાનુ પડતુ મૂક, એમ કહીને આ શેતાન પવિત્રાઇનું ડોળ ધારણ

કરતો હતો. જ્યારે જ્યારે મારૂ આવુ પરીક્ષણ થતુ હતુ ત્યારે ત્યારે હું મારા મનમાં એવુ બોલતો હતો કે અત્યારે હુ જમવા બેઠો છુ, મને જમી લેવા દે, એટલામાં તે એવુ કહેતો હતો કે ના, તારે તરતજ પ્રાર્થના કરવી જોઇએ, નહિતો તારા પર દેવ કોપાયમાન થશે ને ખ્રીસ્તનો તુચ્છકાર કરનાર તુ ઠરશે. એ માટે આ વાતોથી હુ ઘણો દુખિત થતો, અને એઓ તો દેવથી અપાએલી પ્રેરણાઓ છે એવુ સમજ્યા છતા મારી સ્વાભાવિક ભુંડાઇના કારણથી હુ તે પ્રમાણે કરવાની ના પાડતો, ને એમ ના પાડવાથી હુ જાણે કે દેવની સામે થતો ત્યારે શેતાનના પરીક્ષણને વશ થએલો ના હોવા છતા દેવનીજ આજ્ઞા તોડ્યાના જેટલો દોષ મને લાગે એમ હતુ.

૧૩૯. પણ ટુંકામા, એક દહાડે સવારમા હુ મારા ખાટલામા સુઇ રહ્યો હતો ત્યારે બીજે વખતે મારા પર આવુ પરીક્ષણ વિશેષ જોરભેર આવ્યુ કે ખ્રીસ્તને વેચી નાખીને તેની સાથેનો સંબધ તોડી નાખ. હા, માણસ જેટલી ઝડપથી બોલી શકે તેટલી ઝડપથી આવી ભુંડી સૂચના મારા મનમા આવ્યા કરતી કે તેને વેચી નાખ, વેચી નાખ, વેચી નાખ; અને તેની વિરૂદ્ધમાં બીજે વખતે તેમ મેં ઓછામા ઓછી વીસ વાર એવો જવાબ આપ્યો કે હજારો ને હજારો ને હજારોના બદલામાં નહિજ, નહિજ પણ આખરે લગભગ દમ ચઢી જતા સુધી મહેનત કીધા બાદ આવો વિચાર મારા હૃદયમા આવવા લાગ્યો કે તેની મરજી હોય તો તેને જવા દે, ને વળી મારૂ હૃદય રાજી-ખુશીથી તેને સમતિ આપતુ હોય એવુ મને લાગ્યુ. અરે! શેતાન કેટલો બધો ખાતીલો! અરે! માણસનુ હૃદય કેટલુ બધુ દુષ્ટ!

૧૪૦. આ પ્રમાણે તે તો જીતી ગયો ને ગોળી વાગતાં ઝાડ પરથી પક્ષી પડે છે તેમ હુ તો મોટા દોષમાં તથા ભારે નિરાશામાં

પડી ગયો. પછી પલંગમાંથી ઉઠીને હુ ઉદાસીમા ને ઉદાસીમાંજ ખેતરમા ગયો, ને ઇશ્વર જાણે છે કે મારા હૃદયમાં એટલો બધો ખેદ થતો હતો કે મર્ત્ય માણુસ ભાગ્યેજ ખમી શકે. ત્યાં બે કલાક સુધી હુ તો નિર્જીવ જેવો થઇ ગયો, ને હવે પાછા સાજા થવાની આશા છેજ નહિ ને સનાતન શિક્ષાને માટે હુ નિર્માણુ થઇ ચુકેલો છું એવુ મને લાગ્યુ

૧૪૧. અને વળી મારા અંતઃકરણમા આ શાસ્ત્રવાક્ય ચોટી ગયુ કે "એસાવ, જેણે એક ભોજનને સારૂ પોતાનુ જ્યેષ્ટપણું વેચ્યુ તેના જેવો કોઇ ભ્રષ્ટ થાય, કેમકે તમે જાણો છો કે ત્યાર પછી જ્યારે તે આશીર્વાદનો વારસો પામવા ચહાતો હતો ત્યારે તે આસુ સુદ્ધા પ્રયત્ન કરતો હતો તોપણ તે કબુલ ન કરાયો કેમકે પસ્તાવાનુ ઠેકાણુ તેને મળ્યુ નહિ" (હેબ્રી. ૧૨, ૧૬, ૧૭).

૧૪૨. ત્યારે હુ બદીવાન જેવો થઇ ગયો ને હુ તો આવનાર ન્યાયકરણને માટે રાખી મૂકેલો છુ એવુ મને લાગ્યુ. લાગલાગટ બે વરસ સુધી નરકવાસનો દડ ને તેની વાટ જોવી એ શિવાય બીજું કઇ મારી આગળ આવીને ઉભુ રહેતુ નહોતુ, હા, આ શિવાય ને (પાછળથી તમને માલમ પડશે તેમ) કઇક આરામ કે જે થોડીજ પળ ટકતો હતો તે શિવાય બીજુ કશુ મારી નજર આગળ આવતુ નહોતુ.

૧૪૩. મજકુર વચનો તો મારા આત્માને માટે પગે બાધેલી પિત્તળની બેડી જેવાં હતાં કે જેનો ખખડાટ કેટલાએક મહિના સુધી નિરતર મારે કાને પડ્યા કરતો હતો. પણુ તે દહાડે દસ અગિયાર વાગતા શોકે તથા દોષે ભરપૂર હોઇને એક વાડની ઓથે ચાલતા ચાલતા મારા આવા કમનસીબને લીધે એટલે મારામાં આવો વિચાર થયાને લીધે હુ દલગીર થતો હતો, એટલામાં મારા

પર આ વાક્ય એકાએક ધસારા સહિત આવી પડ્યું કે, "ખ્રીસ્તનુ લોહી સર્વ દોષ ટાળી નાખે છે." તેથી મારૂ મન જરા દઢ થઇ ગયુ અને એવામાં મને આ વાક્ય પ્રાપ્ત થયુ કે, "તેના પુત્ર ઇસુનુ લોહી આપણને સઘળા પાપથી શુદ્ધ કરે છે" (૧ યોહ. ૧, ૭).

૧૪૪. હવે મારા આત્માને શાતિ વળવા લાગી ને પરીક્ષકે જે કર્યું હતુ તેથી તેને જાણે કે શરમિંદો પડતો ને આડી નજરે જોતો ને મારી પાસેથી ચુપકીથી ખસી જતો મેં જોયો હોય એવુ મને લાગ્યુ. વળી તેજ વેળાએ મારા પાપ વિષે ને ખ્રીસ્તના લોહી વિષે મને એવી સમજણ પડી કે આ વિશાળ તથા પહોળુ ખેતર જ્યા મારી નજર આગળ છે તેની સરખામણીમા મારી આગળ એ જે નાનુ ઢેફું કે પત્થર તે તો કઇજ નથી, તેવુજ મારૂ પાપ ખ્રીસ્તના લોહીની સાથે સરખાવતા પણ છે આથી મને એ ત્રણ કલાક સુધી સારૂ ઉત્તેજન મળ્યુ, ને વળી તે દરમ્યાન દેવના દીકરાને મારા પાપને લીધે દુ:ખ ભોગવતો મેં વિશ્વાસથી જોયો હોય એવુ મને લાગ્યુ. પણ આ દર્શન તો ટકી રહ્યુ નહિ, તે માટે ભારે દોષથી ફરી દબાઇ જઇને હુ મારા મનમા ઉદાસ થઇ ગયો.

૧૪૫. તેનુ વિશેષ કારણ તો એસાવે પોતાનુ જ્યેષ્ઠપણુ વેચી નાખ્યા વિષેનુ મજકુર શાસ્ત્રવાક્ય હતુ, કેમકે આ વાક્ય તો આખા દિવસભર, હા, આખા અઠવાડીઆભર, બલકે આખા વરસભર મારા મનમાં રહેતુ ને મારા પર દબાણ રાખતુ, એટલે સુધી કે મારાથી જરાએ ઉઠી શકાયુ નહિ, કારણ કે જ્યારે જ્યારે શાતિ પામવા સારૂ હુ કઇ ને કઇ શાસ્ત્રવાક્ય પર લક્ષ લગાડવા પ્રયત્ન કરતો હતો ત્યારે ત્યારે મારામાં આ વાક્ય તો જાણે કે ગાજી રહેતુ કે, "કેમકે તમે જાણો છો કે ત્યાર પછી જ્યારે તે આશીર્વાદનો વારસો પામવા ચહાતો હતો ત્યારે તે આંસુ સુદ્ધાં

પ્રયત્ન કરતો હતો, તોપણ તે કબુલ ન કરાયો કેમકે પસ્તાવાનું ઠેકાણુ તેને મળ્યું નહિ."

૧૪૬. વળી "મેં તારે સારૂ વિનતી કીધી છે કે તારો વિશ્વાસ ખુટે નહિ" (લુક ૨૨; ૩૨), આ શાસ્ત્રવાક્યથી મને કોઇ કોઇ વાર દિલાસો મળતો ખરો તોપણ તે કેવળ ટુંક મુદત સુધીજ. અને વળી હુ મારી હાલતનો વિચાર કરતો ત્યારે આવુ પાપ મેં કર્યું હતું તે માટે સદરહુ કૃપાદાનની જડ મારામાં છે એવુ માનવાનુ જરાએ કારણ મને મળી આવતુ નહોતું. ત્યારે ઘણા દિવસ લગી મારા મનમાં ભારે ખેચતાણ તથા મુઝવણ થતી.

૧૪૭. પછી મનમાં ઉદાસ ને ચિંતાતુર થઇને મારૂં પાપ કેવુ ને કેટલુ મોટું છે તેનો હુ ઘણી કાળજીથી વિચાર કરવા લાગ્યો ને દેવનુ વચન તપાસવા લાગ્યો એ સારૂ કે જેથી મને કઇ આરામ મળે એવું કઇ દિલાસાદાયક વચન કે ઉત્તેજનદાયક વાક્ય મને કોઇ પણ ઠેકાણેથી મળી શકે. એ માટે "માણસોના દીકરાઓને સર્વ અપરાધોની તથા જે જે દુર્ભાષણો તેઓ કરે તેમની માફી મળશે" એવું જે માર્ક ૩; ૨૮ માં લખેલુ છે તેનો હુ વિચાર કરવા લાગ્યો. જોત જોતામા મને એવુ લાગ્યુ કે આ જગ્યાએ ભારે પાપોની માફી વિષે મોટું તથા શ્રેષ્ટ વચન છેજ, પણ તેમા લખેલી વાતનો વધારે વિચાર કરતાં મને એવુ લાગ્યુ કે તેમાં એવો અર્થ રહેલો છે કે જેઓએ મૂળસ્થિતિમાં રહેતા તેમા લખેલા જેવા ગુન્હા કર્યા હતા તેમને તે વાત વિશેષે કરીને લાગુ પડે છે પણ હુ કે જેણે અજવાળુ તથા દયા પામ્યા છતાં ખ્રીસ્તની અવગણના કરી હતી, તે મારે માટે આ વચન તો નથી.

૧૪૮. તે માટે મને એવો સશય ઉપજ્યો કે જે પાપ વિષે તે ત્યા કહે છે કે તે કદી માફ નહિ કરાશે તેજ દુષ્ટ પાપ મારાથી થયુ છે. "પણ જે કોઇ પવિત્ર આત્મા વિરૂદ્ધ દુર્ભાષણ કરશે તેને માફી કદી મળશે નહિ; પણ તેને માથે અનત કાળના પાપનો દોષ રહે છે" (માક ૩, ૨૯). અને "કેમકે તમે જાણો છો કે ત્યાર પછી જ્યારે તે આશીર્વાદનો વારસો પામવા ચહાતો હતો ત્યારે તે આંસુ સુદ્ધા પ્રયત્ન કરતો હતો, તોપણ તે કબૂલ ન કરાયો કેમકે પસ્તાવાનુ ઠેકાણુ તેને મળ્યુ નહિ" આવા હેબ્રીઓને પત્રમાના વાક્યને લીધે મારો સશય જરા વધારે દૃઢ થયો, અને આ તો મારા મનમા હમેશાં ઠસી રહ્યુ.

૧૪૯. અને હવે હુ તો પોતાને બોજારૂપ ને ત્રાસરૂપ બની ગયો, અને વળી જીવવાથી કટાળી ગયા છતાં મરવાથી બિહીવુ આ વાતની મને જેટલી સમજ તે વખતે પડી તેટલી તે અગાઉ કદી પડી નહોતી. અરે, પોતા શિવાય હુ બીજો કોઇ હોત તો કેટલો બધો આનદ થાત! હા, માણસ શિવાય ગમે તે ને વળી મારી પોતાની હાલત શિવાય બીજી કોઇ હાલતમા હોત તો કેવુ સારૂં! કારણ કે મારા મનમા એજ ઘણી વાર આવ્યાં કરતુ કે મારૂ ઉલ્લઘન માફ થાય ને આવનાર કોપથી મારો બચાવ થાય એ તો અશક્ય છે.

૧૫૦. તે વેળાએ વિતી ગએલો વખત પાછો લાવવાને વાસ્તે હુ શ્રમ કરવા લાગ્યો ને હજારો વાર હુ એવી ઇચ્છા કરતો કે જેમાં હુ આવુ પાપ કરવાને લલચાતો હોઉં એવો દિવસ હજીએ ભવિષ્યમા હોય, કેમકે મારૂં હૃદય વિરૂદ્ધ હોવા છતાં ને મારા ઉપર ઘણા હુમલા થયા છતાં મેં ઘણા જુસ્સા સહિત એવુ નક્કી કર્યું હતુ કે આવુ પાપ કરનાર ઠરવા કરતાં ટુકડે ટુકડા થઇ જવુ એ સારૂં છે. પણ હાય હાય, મારી સહાય કરવાને માટે આ

વિચારો તથા ઇચ્છાઓ તથા ઠરાવો તો પ્રસગ વીત્યા બાદ આવ્યાં, કારણ કે મારા મનમાં આવો વિચાર આવી ગયો હતો કે દેવે મને તજીજ દીધો છે ને હુ તો પતિત થઇ ગયોજ છુ. “અરે, જો આગળના માસોમા હુ હતો તેવો, તથા જે દિવસોમા ઇશ્વર મારી સભાળ રાખતો હતો ત્યારના જેવો હુ હોત તો કેવુ સારૂ !” (અયુ. ૨૯; ૨).

૧૫૧. પરતુ નાશ પામવાને નાખુશ તથા નારાજ હોઇને તારણ પામેલાંઓમાંના કોઇએ મારા જેવુ કામ કર્યું છે કે નહિ એ જાણવાને માટે હુ મારૂ પાપ બીજાઓના પાપ સાથે સરખાવવા લાગ્યો. એમ દાઉદના કરેલાં વ્યભિચાર તથા ખૂન એ બે ગુન્હા ધ્યાનમાં લેતા મને બહુ ભારે માલમ પડ્યા, અને તે ઉપરાત અજવાળુ તથા કૃપા પ્રાપ્ત થયા પછી તેઓ તો કરેલા હતા ખરા તોપણ મને એવો વિચાર આવ્યો કે તેણે તો કેવળ મુસાના નિયમશાસ્ત્ર વિરૂદ્ધ પાપ કર્યાં હતા કે જેઓથી પ્રભુ ખ્રીસ્ત પોતાના વચન દ્વારે તેને મુક્ત કરી શકે એમ છે; પણ મે તો સુવાર્ત્તા વિરૂદ્ધ, બલકે મધ્યસ્થ વિરૂદ્ધ પાપ કીધુ છે; હા, મેં તો મારા તારનારને ‘વેચી નાખ્યો છે.’

૧૫૨. વળી, મને જે દોષ લાગેલો છે તે શિવાય હુ એવો કૃપારહિત થએલો તથા મોહમા પડી ગએલો છુ એવુ જ્યારે મેં ધ્યાનમા લીધુ ત્યારે હુ તો જાણે કે ચક્રરથી કચડાતો હોઉં એવુ મને લાગ્યુ. મારૂ પાપ તે શુ એજ હશે? તે તો પેલુ મોટુ ઉલ્લઘન હશે શું? (ગીત ૧૯; ૧૩). શું પેલો દુષ્ટ મારા આત્માને વળગ્યો હશે? (૧ યો. ૫, ૧૮). એવુ એવુ મારા મનમાં આવ્યું. અરે, આ બધાં વાક્ય મને કેવાં ડખરૂપ લાગ્યાં?

૧૫૩. મારા મનમા એવા સવાલ ઉઠવા લાગ્યા કે માફ થઇ શકે નહિ એવુ એકજ પાપ છે શું? માણસના આત્માને દેવની

કૃપાથી અલગ કરે એવુ એકજ પાપ છે શુ? તેનોજ દોષ મારા પર આવી પડયો છે શુ? શુ એમજ હશે? આટના બધા ક્રોડો પાપમાથી એવુ એકજ છે કે જે માફ થઇ શકે નહિ, ને શુ મેં એજ પાપ કીધુ છે? અરે, અભાગિયુ પાપ! અરે, અભાગિયા માણસ! આવી વાતો મારા આત્માને એવી રીતે ભાગી નાખતી તથા અમુઝાવતી કે શુ કરવુ તેની મને કશી સૂઝ પડતી નહિ. હા, વખતે મને એવુ લાગતુ કે તેઓ મારી અક્કલ બુદ્ધિનો નાશ કર્યા વગર રહેશે નહિ તે શિવાય મારા દુખમા વધારો કરવાને માટે મારા મનમા એવુ આવ્યા કરતુ કે "તમે જાણો છો કે ત્યાર પછી જ્યારે તે આશીર્વાદનો વારસો પામવા ચહાતો હતો ત્યારે તે આસુ સુદ્ધા પ્રયત્ન કરતો હતો તોપણ તે કબૂલ ન કરાયો, કેમકે પસ્તાવાનુ ઠેકાણુ તેને મળ્યુ નહિ" અરે, તે દિવસોના ત્રાસ મારા શિવાય બીજુ કોઇ જાણતુ નથી

૧૫૪ ત્યાર પછી પોતાના સ્વામીનો નકાર કરવાનુ જે પાપ પિતરે કીધુ તેનો વિચાર હુ કરવા લાગ્યો. ખરેખર બીજા બધાં પાપ કરતા તે લગભગ મારા પાપ જેવુજ હતુ, કેમકે અજવાળુ તથા કૃપા પામ્યા છતાં, બલકે ચેતવણી મળ્યા પછી તેણે તો મારી પેઠે પોતાના તારનારનો નકાર કર્યો હતો. હા, વિચાર કરવાને માટે તેને વખત મળ્યો હતો તોપણ તેણે એક વાર અને અનેક વાર એમ કીધુ, પરતુ મને બનતા સુધી આરામ મળે માટે મેં આ બધી વાતો ધ્યાનમા લીધી, તોપણ મારા મનમા એવુ આવ્યુ કે તેણે તો પોતાના સ્વામીનો કેવળ નકાર કર્યો હતો, પણ મેં તો મારા તારનારને વેચી નાખ્યો હતો. તે ઉપરથી મને એવુ લાગ્યુ કે દાઉદ કે પિતર કરતાં યહુદાને હુ વધારે મળતો આવુ છું.

૧૫૫. એવામા મને વિશેષ દુ ખ લાગ્યુ ને મને વધારે સતાપ થયો, એટલે સુધી કે દેવ બીજાઓનુ રક્ષણ કરે છે પણ હુ તો ફાદામા પડેલો છુ, એવુ મેં જ્યારે ધ્યાનમા લીવુ ત્યારે હુ તો જાણે કે કુટાઇ કુટાઇને ભૂકા જેવો થઇ ગયો, કેમક આ પ્રમાણે બીજાઓના પાપનો વિચાર કરતા ને તેઓને મારાં પાપની સાથે સરખાવતા મને એવુ ખુલ્લી રીતે જણાયુ કે તેમની દુષ્ટતા છતા તેમનુ રક્ષણ તો દેવ કરે છે, ને મને વિનાશનો દીકરો થવા દીધો છે તેમ તેઓને થવા દેતો નથી.

૧૫૬. પણ અરે, દેવ પોતાના લોકનુ રક્ષણ કરે છે એ વાત તો આ સમયમા મારા મનને કેટલી બધી મૂલ્યવાન લાગતી હતી ! અરે, જેઓની આસપાસ દેવે જાણે કે ફરતી વાડ કરી હતી તેઓને કેવી સહીસલામતીમા ચાલતા હુ જેતો મને એવુ લાગ્યુ કે તેઓ ને। તેના રક્ષણ, તેના આશ્રય તથા તેની ખાસ સભાળ તળે છે ; જે કે તેઓ મારા જેવાજ નઠારાં હોય છે તો પણ તેમના ઉપર પોતાની પ્રીતિ હોવાને લીધે તે તેમને પોતાની દયાની હદ બહાર જવા દેતો નથી,પણ હુ તો હદ બહાર ગયોજ છુ, હા, ગયોજ છું; તે તો મારૂ રક્ષણ નહિજ કરે ને મને સભાળે પણ નહિ, પણ હું પાપમાં ગરક થઇ ગએલો હતો તે માટે તેણે મને આ પ્રમાણે પડવા દીધો છે. ત્યારે દેવ પોતાના લોકનુ પાલન કરે છે તે વિષેની વાત જે જગ્યાઓમા મળી આવે છે તે જગ્યાઓ તો મારી આગળ સૂર્યની માફક ચળકી નીકળી છતાં તેઓથી મને કઇ દિલાસો મળ્યો એમ નહિ, પણ જેઓને પ્રભુએ આશીર્વાદ આપેલો છે તેમની સુખમય હાલત તથા વારસો મારી જાણમાં આવ્યાં.

૧૫૭ હવે મને એવુ માલમ પડ્યુ કે પોતાના પસદ કરેલાઓ પર જે કઇ આવી પડે છે તે સર્વમાં દેવનો હાથ હોય છે,

તેમજ તેની સામુ પાપ કરવાનાં તેઓને જે કઇ પરીક્ષણો થાય છે તે સર્વમાં પણ તેનો હાથ હોય છે, એટલે ભુંડાઇ તરફ તેમને ઉત્તેજન આપવાને વાસ્તે તો નહિ પણ પરીક્ષણો તથા આફતો તેઓને સારૂ ઠરાવી આપવાને માટે, ને તે શિવાય જે પાપે કરીને તેમનો નાશ નહિ થાય પણ તેઓમાં નમનતાઇ થાય ને જેથી તેઓ તેની દયાની બહાર જતા ના રહે પણ તેમના ઉપર પ્રભુની દયા નવી ને નવી થતી જાય એવાં પાપને કઇક વાર સુધી સ્વાધીન કરવાને માટે પ્રભુનો હાથ તેમાં હોય છે. પણ અરે ! પોતાના લોક પ્રત્યે દેવની જે સૌથી કઠણ તથા ભયાનક વર્ત્તણુક તેની સાથે કેટલો બધો પ્રેમ, કેટલી બધી કાળજી, કેટલી બધી મહેરબાની, કેટલી બધી દયા મિશ્ર થઇ જતાં હુ આ વખતે જોતો હતો. દાઉદ, હિઝકીયાહ, સુલેમાન, પિતર ઇત્યાદીઓને તે તો પડવા દે ખરો, પણ જે માફ થઇ શકે નહિ ને જે પાપ નરકમાં દોરી જાય તેમા તે તેમને પડવા દેજ નહિ. અરે ! જેમના પર દેવે પ્રીતિ કીધી છે તેઓ તો એઓજ છે, જેઓને શિક્ષા કર્યા છતા તે પોતાની પાસે સહીસલામતીમા રાખે છે તેઓ તો એઓજ છે, અને એઓનેજ તે સર્વસમર્થની છાયામા વસાવે છે એવુ મને લાગ્યું પણ આવા સર્વ વિચારથી મને વત્તા દુ:ખ, ખેદ તથા ત્રાસ ઉપજ્યા, કેમકે ને વખતે હુ ગમે તે બાબતનો વિચાર કરૂ તોપણ તેથી જાણે કે મારૂ મોત આવી પહોંચ્યુ હોય એવુ મને લાગતું. જેમકે દેવ પોતાના લોકની રક્ષા કરે છે તે વિષેનો વિચાર મને નાશકારક લાગતો, તેમજ મારી પતિતાવસ્થા વિષેનો વિચાર પણ મને પ્રાણઘાતક લાગતો. જેઓ દેવના મનોરથ પ્રમાણે તેડાએલા છે તેઓને સઘળુ એકઠુ મળીને ફાયદાકારક નિવડે છે, તેમજ મને સઘળુ હાનિકારક તથા સનાતન નાશકારક નિવડે છે એવુ મને લાગ્યુ.

૧૫૮. પછી યહુદાના પાપની સાથે હુ મારૂ પાપ સરખાવવા લાગ્યો, એ સારૂ કે જો બની શકે તો તેનુ પાપ કે જે ખરેખર માફ થઇ શકે નહિ એવુ છે તેમાં ને મારા પાપમાં કઇ ફેર માલમ પડી આવે અને અરે! મારા મનમાં એવુ આવ્યુ કે તે બેઉમાં જો કેવળ લેશમાત્ર તફાવત હોય તો મારા આત્માની અવસ્થા કેવી સુખમય! અને વિચાર કરતાં કરતાં મને એવુ જણાયુ કે યહુદાએ તો જાણીજોઇને પાપ કીધુ હતુ, પણ મારાથી તો પ્રાર્થના તથા મહેનત કર્યા છતાં પાપ થયુ હતું, તે શિવાય તેણે જે પાપ કીધુ તે બહુ વિચારપૂર્વક; પણ મેં તો ઘણી ઉતાવળમાં એકાએક. તે સઘળો વખત એસાવના પડવાનો અવાજ ને તેથી થએલાં પરિણામ મારે કાને નિત્ય સાંભળતાં હુ તો તીડની માફક આમતેમ અથડાતો હતો ને દુઃખ તથા ખેદ મારા પર ઉપરાછાપરી આવતાં

૧૫૯. પરતુ યહુદાના પાપ વિષેના આ વિચારથી મને થોડી વાર સુધી કઇક આરામ મળ્યો ખરો, કેમકે મને એવુ જણાયુ કે તેને લગતી બીના તરફ જોતા મેં તો તેના જેટલુ મોટું પાપ કીધુ નહોતુ, તોપણ એ વિચાર તો જલદી જતો રહ્યો, કારણ કે મારા મનમાં એવુ આવ્યુ કે આ અક્ષમ્ય પાપ કરવાની કેવળ એક નહિ પણ અનેક રીતિ હશે, ને મને એવો પણ વિચાર થયો કે જેમ બીજા પાપમાં તેમ તેમાં પણ ન્યૂનાધિકતા હશે; તે ઉપરથી કદી માફ થઇ શકે નહિ એવો મારો અપરાધ હશે એવુ મને તે વખતે લાગ્યુ

૧૬૦. ત્યારે યહુદા જેવા ખરાબ માણસ સરખો હોવાને લીધે મને ઘણી વાર શરમ લાગતી, ને વળી ન્યાયકાળને દિવસે સર્વ પવિત્રોની નજરે હુ કેવો કટાળારૂપ દેખાઇશ એવુ પણ મારા મનમાં આવતું, એટલે સુધી કે કોઇ પણ ભલો માણસ કે જેને

મારા સમજવા પ્રમાણે સારૂ અતઃકરણ હોય તે મારી નજરમાં આવે ત્યારે તેની હજુરમાં હોઉં ત્યાં સુધી મારૂં હૃદય ધ્રુજ્યા વગર ભાગ્યેજ રહે એમ હતુ. અરે ! દેવની સાથે ચાલવામા કેટલો બધો મહિમા છે, તેમજ તેની પ્રત્યે ભલુ અત કરણ રાખીએ તો આપણા ઉપર તેની કેટલી બધી દયા છે એવુ મને તે વેળા જણાયુ.

૧૬૧. લગભગ તે અરસામા કેટલાએક ખોટા મત ગ્રહણ કરવાને ને તેમાં સતોષ પામવાને હુ બહુ લલચાતો હતો, જેમકે ન્યાયના દિવસ સરખુ કશુ આવશેજ નહિ, આપણુ પુનરૂત્થાન તો થશેજ નહિ, અને પાપ તો કઇ બહુ ખોટુ કામ નથી તેની સાથે પરીક્ષક એવુ સુચવતો હતો કે "આ બધી વાત જો કે ખરેખરીજ હોય તો પણ વિરૂદ્ધ મત માનવાથી તમને તરત ને તરત આરામ મળી શકે એમ છે તમારો નાશ જરૂર થવાનો હોય તોએ અગાઉથીજ કદી ગભરાવુ નહિ, જેવા વિચારોના ઉપયોગ કર્યાથી નાસ્તિકો ને રાટરો પોતાના મન શાત પાડે છે તેવા વિચાર તમારા મનમા આણીને દહાડા વિષેના વિચાર તેમાંથી હાકી કાઢો"

૧૬૨. પણ અરે ! આવા વિચારો મારા મનમા આવતા ત્યારે તે વેળા મરણ તથા ન્યાયકરણ મારી દૃષ્ટિથી કેવળ પગલુભર દૂર હોય એવુ લાગતુ. હા, ન્યાયાધીશ તો બારણા આગળજ છે, ને ન્યાયકાળ તો જાણે કે આવી ચુક્યો હોય એવુ મને લાગતુ, કે જેથી કરીને ઉપલી બાબતો ધ્યાનમાં લેવાનો વખત પણ મળેજ નહિ તે ઉપરથી મને એવુ માલમ પડે છે કે માણસના આત્માને ખ્રીસ્તથી અલગ રાખવાને માટે શેતાન હરકોઇ ઉપાય કરે છે, તેમજ જાગૃત થએલુ મન તને ગમતુ નથી, અને નિશ્ચિતપણુ, અધાપો, અધકાર, ને દુર્મત એઓજ તો પેલા દુષ્ટનુ ખરેખરૂ રાજ્ય તથા રેઠાણ હોય છે.

૧૬૩. હવે હું નિરાશામાં ડુબી જતો હતો તેથી દેવની પ્રાર્થના કરવી મને મુશ્કેલ લાગતી, અને હુ તો જાણે કે તોફાનને લીધે દેવ પાસેથી તણાઇ જતો હોઉં એવુ મને લાગતુ; કેમકે દયાને માટે હુ દેવને વિનતી કરતો ત્યારે ત્યારે મારા મનમાં એવું આવતું કે "વખત તો થઇ ગયો છે, હુ નાશ પામેલો છું; સુધારાને અર્થે તો નહિ પણ દડાજ્ઞાને અર્થે દેવે મને પડવા દીધો છે; મારૂ પાપ માફ થઇ શકે એવુ નથી, અને એસાવની વાત હુ જાણુ છુ કે પોતાનુ જ્યેષ્ટપણુ વેચી નાખ્યા બાદ તે આશીર્વાદનો વારસો પામવા ચહાતો હતો તો પણ તે કબૂલ ન કરાયો" તે અરસામાં પેલા દુઃખી ફ્રાન્સીસ સ્પીરા વિષેની ત્રાસદાયક વાત મને મળી આવી એ ચોપડી તો તાજા ઘાને લગાડેલા મીઠા જેવી મારા દુખિત મનને લાગી. તેમાનુ દરેક વાક્ય, પેલા માણસનો દરેક નિસાસો તેના દુખમા તેના બાકીના સઘળાં કૃત્યો સુદ્ધા, જેમ કે તેનાં આસુ, તેની પ્રાર્થનાઓ, તેનુ દાત પીસવુ, તેનુ હાથ પછાડવુ, તેનુ અમળાવુ તથા મચડાવુ, તેનુ નિર્ગત થવુ ને દેવના પરાક્રમી હાથ તળે તેનુ સુકાઇ જવુ એ બધુ તો મારા આત્મામા છરી તથા કટારીરૂપ લાગ્યુ. "અને પાપની શરૂઆત તો માણુસ જાણે છે ખરૂ પણ તેના પરિણામને કોણ હદ બાધી શકે?" આવુ તેનુ વાક્ય મને વિશેષ ભયકારક લાગ્યુ. ત્યારે બધી વાતના સાર તરીકે ધગધગતી વીજળીની માફક મજકુર વાક્ય મારા અત કરણ પર પાછુ આવી પડયુ કે, "કેમકે તમે જાણો છો કે ત્યાર પછી જ્યારે તે આશીર્વાદનો વારસો પામવા ચહાતો હતો ત્યારે તે આસુ સુદ્ધા પ્રયત્ન કરતો હતો, તોપણ તે કબૂલ ન કરાયો, કેમકે પસ્તાવાનુ ઠેકાણું તેને મળ્યુ નહિ."

૧૬૪. તેને લીધે મને બહુ ભારે ધ્રુજારી છુટતી, એટલે સુધી કે, એ ઘણુ મોટું તથા અક્ષમ્ય પાપ જેઓએ કીધુ હોય તેમને દેવ તરફથી જે ભયંકર શિક્ષા થવાની તેના વિચારથી કોઇ કોઇ વાર લાગટ કેટલાએક દિવસ સુધી એકલુ મારૂ શરીર તો નહિ પણ મારૂ મન પણ હાલતુ તથા લથડતુ હતુ એવુ મને લાગ્યુ તે શિવાય આવી ધાસ્તીના કારણથી મારા પેટમા એવો ગોળો તથા એવી લાય થતી માલમ પડી કે મારી છાતીનુ હાડકુ જાણે કે ફાટી જતુ હોય એવુ મને કોઇ કોઇ વાર વિશેષ રીને લાગતુ. ત્યારે યહુદા વિષેની વાત મનમા આવતી કે, "ઉંધો પડીને તે વચમાંથી ફાટી ગયો ને તેના સર્વ આંતરડાં નીકળી પડયાં" (પ્રે કૃ. ૧; ૧૮).

૧૬૫. વળી મારા મનમા એવો શક આવ્યો કે કાઇન ઉપર પ્રભુએ જે નિશાણી કરી તે એ કે, તેના ભાઇ હાબેલના લોહીને લીધે તેના ઉપર જે ભારે દોષરૂપી બોજો પ્રભુએ મૂક્યો હતો તેને લીધે તે નિરતર બિહે તથા ધ્રુજે. આ પ્રમાણે મારા પર મૂકેલા બોજાને લીધે હુ વાકો વળી જતો તથા અમળાઇ જતો તથા પાછો હઠતો, અને એ બોજાથી હુ એટલો બધો દબાઇ જતો કે મારાથી નહોતુ તો ઉભુ રહેવાતુ કે નહોતુ ચલાતું કે સ્વસ્થપણે પડી રહેવાતુ.

૧૬૬. એમ છતા આવુ વચન મારા મનમાં કોઇ વાર આવતુ કે, "બડખોરોને માટે તેણે દાન પામી લીધા છે," (ગી. ૬૮; ૧૮). બડખોરો એટલે[૧] બેશક, જેઓ અગાઉ પોતાના સરદારને તાબે હતા એવાઓજ; હા, તેની સરકારને તાબે રહેવાના સમ ખાધા પછી જેઓએ તેની સામા હથિયાર ઉપાડયાં છે એવાઓજ. એવો વિચાર કરતાં કરતાં મને એવું લાગ્યુ કે એજ મારી પણ હાલત છે. અગાઉ હુ તેના પર

પ્રેમ રાખતો, તેનો ડર રાખતો ને તની સેવા કરતો, પણ હવે હુ તો બડખોર છું, મેં તેને વેચી નાખ્યો છે. મેં એવુ કહ્યુ છે કે, "જો તેની મરજી હોય તો તેને જવા દો," તોપણુ બડખોરોને માટે તેની પાસે દાનો છે તો મારે વાસ્તે કેમ ના હોય'

૧૬૭ આવી વાતનો હુ કોઇ વાર વિચાર કરતો ને તેનો આસરો લેવાનુ કરતો એ સારૂ કે મને થોડોક પણ આરામ પ્રાપ્ત થાય, છતા એમા પણ મારી ઇચ્છા સફળ નહિ થઇ, તેની પેલી મેર હુ જોરથી ધસડાઇ ગયો, અને કોઇ માણુસ દેહાતદડની શિક્ષા ભોગવવા જતો હોય તેને રસ્તામા એવી જગ્યા મળે કે જેમાં ભરાઇ રહેવાનુ મન થાય છતા ના મળે તેના જેવો હુ થઇ ગયો.

૧૬૮. વળી આ પ્રમાણે પવિત્રોનાં જુદા જુદા પાપ ચોક્કસ રીતે ધ્યાનમા લેતા મને એવુ જણાયુ કે તેમના પાપ કરતા મારા તો વિશેષ છે. ત્યારે મારા મનમાં હું એવુ વિચારવા લાગ્યો કે, ધારો કે તેઓ સર્વેનાં પાપ હુ ભેગા કરૂ ને તેમની સામાં એકલાં મારા પાપ મૂકું તો શુ મને કઇ ઉત્તેજન નહિ મળી શકે? કેમકે જો કે મારા પાપ હરકોઇના કરતા મોટાં હોય તોપણુ તેઓ ફકત સઘળાના જેટલાજ હોય તો આશા રાખી શકાય એમ છે, કારણુ કે તેમના સર્વ પાપ ધોઇ નાખવાને માટે જે લોહી સમર્થ છે, તે જો કે મારૂ પાપ તેમનાં સઘળા પાપ જેટલુ મોટુ, બલકે તેઓ કરતાં મોટુ પણ હોય, તોપણુ તેને પણ ટાળી નાખવાને માટે સમર્થ હોય શકે છે. એવામાં દાઉદ, સુલેમાન, મનાશ્શેહ તથા પીતરના ને બાકીના મોટા પાપીનાં પાપનો વિચાર મારા મનમા પાછો આવતો, કેવળ એમ નહિ પણ કેટલીએક બાબતને લીધે તેમના પાપ વધારે ખરાબ તથા દુષ્ટ ઠરાવવાને હુ બનતાં સુધી વાજબી રીતે મહેનત કરતો હતો.

૧૬૯. હુ આ પ્રમાણે વિચાર કરતો કે પોતાનો વ્યભિચાર છુપાવવાને અર્થે દાઉદે આમ્મોનપુત્રોની તલવાર વડે લોહી વહેવડાવ્યુ હતુ, અને એ તો એવુ કામ હતુ કે જે વિચારપૂર્વક તથા અખંડ યુક્તિ વગર થઇ શકેજ નહિ, કે જેને લીધે તે તો વિશેષ દુષ્ટ પાપ ગણાવા જોગ છે. પણ એટલામા આવુ મારા મનમા આવતુ કે "એઓ તો કેવળ નિયમશાસ્ત્ર વિરૂદ્ધના પાપ હતા કે જેમાથી તેઓને બચાવવાને અર્થે ઇસુ મોકલેલો છે. પણ તારૂ પાપ તો તારનારની વિરૂદ્ધ છે ને તેમાથી તને કોણ બચાવશે?

૧૭૦. પછી જ્ઞાનપ્રકાશ તથા મોટી કૃપા પામ્યા બાદ સુલેમાને ઘડપણમા પરદેશી સ્ત્રીઓ પર પ્યાર રાખવામા, તેમની મૂર્તિઓને પગે લાગવામા ને તેમને સારૂ મદિરો બાધવામા કેવી રીતે પાપ કર્યું હતુ તેનો વિચાર મેં કીધો. પરતુ ઉપલી વાતમા તેમજ આ વાતમાં પણ એનેએજ કારણથી હુ પડતો મૂકાયો તે એ કે, મજકુર સર્વ પાપો તો નિયમશાસ્ત્ર વિરૂદ્ધના હતા ને તેઓને વાસ્તે દેવે એક ઉપાય યોજી કહાડયો હતો, પણ મેં તો મારા તારનારને વેચી નાખ્યો છે ને હવે પાપને માટે બીજો યજ્ઞ રહ્યો નથી.

૧૭૧. પછી આ માણસોના પાપ ઉપરાત મેં મનાશ્શેહના પાપ ધ્યાનમા લીધા કે પ્રભુના ઘરમા તેણે તો મૂર્તિઓને માટે વેદીઓ બધાવી, સમયો પાળ્યા, ધતરમતરનો ઉપયોગ કીધો, જાદુગરોની સાથે વ્યવહાર રાખ્યો, પોતે પણ જાદુગર હતો, ભૂઆઓને રાખ્યા, પોતાનાં છોકરા અગ્નિમા બાળી નાખીને તેમને ભૂતોને અર્પણ કીધા ને યરૂશાલેમની શેરીઓને નિરપરાધીઓના રક્તથી વહેતી કીધી. એઓ તો મને ભારે પાપ, હા, લોહીઆળ કૃત્યો લાગ્યાં છતાં એવુ તો મારા મનમાં ફરી આવ્યું

કે "એઓમાનુ એકે તારા પાપ જેવુ નથી, તે તો ઇસુને જવા દીધો છે, ત તો તારા તારનારને વેચી નાખ્યો છે."

૧૭૨. એક વાત તો મારા હૃદયને નિરતર ભેદી નાખતી તે એ કે, મારૂ પાપ મારા તારનારની વિરૂદ્ધજ હતુ, કેવળ એમ નહિ પણ "જો તે ચાહે તો છો જાય" એવુ મે મારા હૃદયમા તેના વિષે કહ્યુ હતુ. અરે! મને એવુ લાગ્યુ કે કોઇએક દેશના કે રાજ્યના કે આખા જગતના પાપ કે જે અસખ્ય હોય તેઓ કરતા એ મારૂ પાપ તો મોટુ છે તેઓ સર્વ મળીને મારા પાપની બરોબરી કરી શકે નહિ, હા, મારૂ પાપ તો તેઓમાના દરેકને કોરે બેસાડે છે.

૧૭૩ ત્યારે કોઇ ભયાનક ન્યાયાધીશ આગળથી તેમ દેવ આગળથી મારૂ મન નાસી જતુ હોય એવુ મને લાગ્યુ, તોપણ દુ ખની વાત એ કે તેના હાથમાથી હુ છટી શકતો નહોતો; (જીવતા દેવના હાથમા પડવુ એ બિહામણુ છે, હેબ્રી. ૧૦, ૩૧). પણ તેના કૃપાળુ નામને ધન્ય હોજો કે જ્યારે જ્યારે આવુ નાસવુ થતુ ત્યારે ત્યારે જાણે કે મારી પછવાડે દોડતુ હોય તેમ આ શાસ્ત્રવાક્ય બોલી ઉઠતુ કે, "મેં તારા અપરાધ મેઘની પેઠે, તથા તારાં પાપ વાદળની પેઠે ભુસી નાખ્યા છે, મારી તરફ પાછો ફર, કેમકે મેં તને ખડી લીધો છે" (યશા. ૪૪; ૨૨). હા, દેવ આગળથી હુ નાસી જતો ત્યારે આવુ તો મારા મનમા આવતુ હતુ. ખરેખર હુ તેના મુખ આગળથી નાસી જતો, એટલે મારૂ મન તથા મારો આત્મા તેની આગળથી નાસતા હતાં, કેમકે તે પરાત્પર હોવાને લીધે તેની પાસે હુ રહી શકતો નહોતો; ત્યારે પેલુ વાક્ય એવુ બોલી ઉઠતુ કે, "મારી તરફ પાછો ફર," હા, તે તો મોટે સાદે એવી બૂમ પાડતુ કે "મારી તરફ પાછો ફર, કેમકે મેં તને ખડી લીધો છે." ખરેખર તેને લીધે હુ જરા

થોભતો અને કૃપાળુ દેવ પોતાના હાથમા મારી લઇને મારી પાછળ આવે છે કે નહિ તે જોવાને હુ ખભો ફેરવીને પાછળ દૃષ્ટિ કરતો, પણ હું આમ કરતો કે તગ્ત બધુ તો આવા વાક્યથી છવાઇને અધરાઇ જતું કે "કેમકે તમે જાણો છો કે ત્યાર પછી જ્યારે તે આશીર્વાદનો વારસો પામવા ચહાતો હતો ત્યારે તે આંસુ સુદ્ધાં પ્રપત્ન કરતો હતો, તોપણુ તે કબૂલ ન કરાયો કેમકે પસ્તાવાતું ઠેકાણું તેને મળ્યુ નહિ." તે માટે "પાછો ફર, પાછો ફર" એવુ મજકુર વાક્ય જો કે મારી પાછળ બૂમ પાડ્યા કરતુ તોપણુ નાસી ગયા વગર મારાથી રહી શકાતુ નહોતુ, કારણુ કે એ વાક્ય દેવ પાસેથી કદાપી આવેલુ નહિ હોય એવુ ધારીને હુ તેનો અગીકાર કરતા આચકો ખાતો હતો, એ માટે કે પેલુ વાક્ય તો મારા અત કરણુમા ગાજી ઉઠયા કરતુ કે, "કેમકે તમે જાણો છો કે ત્યાર પછી જ્યારે તે આશીર્વાદનો વારગો પામવા ચહાતો હતો" ઇત્યાદિ

૧૭૪. એક વખત કોઇ એક ભલા માણસની દુકાનમા હુ આમ તેમ ફરતો હતો, એટલામાં મારી શોચનીય તથા દુ ખમય સ્થિતિને લીધે હુ ખેદ કરતો હનો અને ઉપલા ભુડા તથા દુષ્ટ વિચારને લીધે હુ પોતાને કટાળતો, અને મને માફી મળેજ નહિ, એવો ભારે શક આવવાથી હુ એ માટે ઘણો દુ ખિત થતો કે કમનસીબે એવુ મોટુ પાપ મારાથી થયુ હતુ, અને મારા હૃદયમાં એવી પ્રાર્થના હુ કરતો કે આ મારા પાપમાં ને પવિત્ર આત્મા વિરૂદ્ધના પાપમાં જો કઇ તફાવત હોય તો પ્રભુ મને તે દેખાડે, ત્યારે બીકથી હુ દબાઇ જવાનો હતો એટલામાંજ જાણે કે બારી-માંથી ધસી આવેલો હોય તેમ એકાએક પવનનો ઘણો ખુશકારક અવાજ મારે કાને પહોંચ્યો, ને મેં તો જાણે કે એક વાણી એમ બોલતી સાંભળી કે "ખ્રીસ્તના લોહીથી ન્યાયી ઠરવાની તે કદી

ના પાડી છે શું?" તેની સાથે જે અરસામાં હુ ખ્રીસ્તી ગણાતો હતો તે વખતની મારી આખી જીદગી તો તરત મારી આગળ ખુલ્લી મૂકવામાં આવી કે જેથી કરીને મેં જોયું કે મેં જાણી બૂઝીને ના પાડી નહોતી, તે માટે મારા મને નિસાસો મૂકતાં "ના" કહી, ત્યારે "જે બોલે છે તેનો તમે નકાર ન કરો માટે સાવધાન રહો" (હેબ્રી. ૧૨; ૨૫) એવુ દેવનુ વચન મને પરાક્રમ સહિત પ્રાપ્ત થયુ. એથી મારા મન પર અજબ અસર થઇ; એથી મને અજવાળુ મળ્યું અને વળી જે ગરબડાટવાળા વિચાર રખડતા નારકીય કુતરાઓની પેઠે અગાઉ બરાડતાં તથા આરડતા મારા હૃદયમાં બીહામણી બૂમ પાડતા હતા તેઓ બધા તો ચૂપ થઇ ગયા, ને વળી એથી મને એવુ પણ જણાઇ આવ્યુ કે ઇસુ ખ્રીસ્તની પાસે હજી પણ કૃપાનુ તથા દયાનુ વચન મારે માટે રાખી મૂકેલું છે, મારી શકા મુજબ તેણે મારા આત્માને તદન તજી દીધો નથી ને ત્યાગ્યો પણ નથી, હા, આ બિના તો નિરાશા તરફ દોડનાર માગ મનને માટે ધમકી જેવી હતી, એટલે મારાં પાપ ને પાપની દુષ્ટતા છતા મારા તારણને અર્થે હુ દેવના પુત્ર ઉપર ભરોસો નહિ કરૂ તો તે મારે માટે ધમકી જેવી હતી. પણ આ વિચિત્ર બનાવ તે શુ ને તેનો ખુલાસો શુ તેની મને કઇ ખબર નથી. તેમજ તે ક્યાથી આવ્યો તે પણ હુ જાણુતો નથી. ગયાં વીસ વરસ થયાં હુ તેના વિષે કઇ અભિપ્રાય બાંધી શક્યો નથી; તે વખતે મેં તેનો જે વિચાર કીધો તે હુ ત્યાં બોલવા ચહાતોજ નથી. પરતુ આ એકાએક જોરભેર ફુંકાએલો પવન તો જાણે કે કોઇ દૂત મારા ઉપર ધસી પડયો હોય એવુ મને ખરેખર લાગ્યુ; પણ એ પવન તથા એ વાણી તેઓ શુ શું હતાં એ વાત હુ ન્યાયકાળના દિવસ સુધી રહેવા દઇશ. એટલુજ હુ કહુ છું કે તેથી કરીને મારા મનમાં ભારે

શાંતિ ઉપજી ને હજી પણ આશા હશે એવુ હુ સમજી ગયો, ને વળી તેથી કરીને મને એવુ પણ જણાયુ કે કદી માફ થઇ શકે નહિ એવું જે પાપ તે શુ, તે ઉપરાંત મને એવુ પણ માલમ પડયુ કે દયાને માટે ઇસુ ખ્રીસ્તની પાસે દોડી જવાનો શુભ હક હજી મારા આત્માને છે. પરતુ મજકુર બનાવ વિષે શુ કહેવુ તેની મને કઇ સુઝ હજી પડતી નથી; હા, પહેલાથી મને કઇ સુઝ નહિ પડવાના કારણથીજ મેં તેની વાત આ પુસ્તકમા અગાઉ કીધી નથી, અને હવે હુ તેને રહેવા દઉ છુ, એ સારૂ કે સુબુદ્ધિવાળા માણસ તેનો વિચાર કરે. તેના ઉપર તો નહિ પણ વચન પ્રમાણે પ્રભુ ઇસુ પર હુ મારા તારણનો સઘળો આધાર રાખુ છુ, એમ છતા જ્યારે હુ મારી ગુપ્ત વાતો લ્યા પ્રગટ કરૂ છુ ત્યારે જો કે જેવુ બન્યુ તેવુ તેનુ વિવેચન હાલ મારાથી થઇ શકે નહિ, તોપણ એ બનાવની વાત પણ બહાર પડે તે તો બિલકુલ અનુપયોગી નથી એવુ મને લાગ્યુ. તેની ઉપ કહેલી અસર તો આસરે ત્રણ ચાર દિવસ સુધી રહી તો ખરી, પણ પછી મને શકા આવવા લાગી ને હુ તો ફરી નિરાશ થવા લાગ્યો

૧૭૫. તે માટે મારૂ મન તો હજીએ ઢચુપચુ હતુ ને તેનુ વળણુ કઇ તરફ જશે એ હુ કઇ જાણતો નહોતો માત્ર મારા મનની ઇચ્છા એવી માલમ પડી કે પ્રાર્થના તથા વિનતી કરતા કૃપાસનની આગળ ઉધા પડવુ પણ અરે! ખ્રીસ્ત કે જેની સામુ મેં એ પ્રમાણે ઘણુ દુષ્ટ પાપ કીધુ હતુ તેની દયાને માટે પ્રાર્થના કરવા છાતી ચલાવવી એ તો મને હવે કઠણ લાગ્યુ, હા, જેની વિરૂદ્ધ મેં એવુ દુષ્ટ પાપ કીધુ હતુ તેની સામુ જોવાનુ પણ કરવુ એ તો કઠણજ હતુ હા, દેવ પાસેથી પાછા હઠી ગયા પછી તેની પાસે પ્રાર્થના દ્વારે પાછા આવવુ તે તો ગમે તે કઠણ કામ જેવુજ મને ખરેખર લાગ્યુ છે. અરે! મને હવે કેટલી

બધી શરમ લાગી ! જેને મેં થોડી વાર અગાઉ હલકો ગણ્યો હતો તેને હું દયાને માટે વિનંતી કરવાનો છું તે જ્યારે મારા ધ્યાનમાં આવ્યુ ત્યારે તો મને વિશેષ શરમ લાગી, હા, હુ લજવાઇ પણ ગયો, એ માટે કે આવી દુષ્ટતા મારાથી થઇ હતી. પરતુ મેં જોયુ કે મારે વાસ્તે એકજ રસ્તો છે, તે એ કે પોતાને નમ્ર કરીને તેની પાસે જઇને એવી વિનતી કરવી કે તે અત્યત કૃપાળુ હોઇને મારા ઉપર દયા કરે ને મારા દુ ખિત પાપિષ્ટ આત્મા ઉપર કૃપા કરે.

૧૭૬. આવુ જ્યારે પરીક્ષકે જોયુ ત્યારે તેણે મને એ પ્રમાણે જોરભેર સૂચવ્યુ કે "તારે તો દેવની પ્રાર્થના કરવી નહિ જોઇએ, કેમકે તારા જેવા માણસને પ્રાર્થના કરવાની છેજ નહિ, તેમજ પ્રાર્થના કરવાથી તારૂ કઇ ભલુ થાય એમ નથી, કારણ કે મધ્યસ્થ કે જેને આસરે સઘળી પ્રાર્થના દેવ બાપની આગળ માન્ય થાય છે ને જેના વગર કોઇ પણ પ્રાર્થના દેવની હજુરમા પહોચી શકતી નથી તેની તે અવગણના કીધી છે, તે માટે હાલમાં પ્રાર્થના કરવી તે તો પાપમા પાપ ઉમેરવા બરોબર છે. હા, દેવે તને તજી દીધો છે તે માટે અગાઉના કરતા તેને વધારે ગુસ્સો ચઢાવવાને ને તેને વધારે ખોટુ લગાડવાને માટે એજ રસ્તો રહ્યો છે કે પ્રાર્થના કરવી"

૧૭૭. "કેમકે, તેણે કહ્યુ તેમ, કેટલાંએક વરસ થયા દેવ તારાથી કટાળી ગયો છે, કેમકે તુ તો તેનોજ નથી, અને તેના કાનમાં તારી બૂમો તો કઇ ખુશકારક લાગી નથી, તેજ માટે તેણે તને આ પાપ કરવા દીધુ છે એ સારૂ કે તારો સહાર થાય ; ત્યારે તુ હજીએ પ્રાર્થના કરીશ શું ?" એ પ્રમાણે શેતાને મને આગ્રહથી સૂચવ્યુ, અને "દેવની ઇચ્છા હતી ત્યારે દેશનો કબજો કરી લેવાને વાસ્તે જવા તમે ના ચાહ્યુ, તે માટે જો કે ત્યાં જવાની

વિનતી તમે આંસુ સુદ્ધાં કરી તોપણ તેમાં પેસવાની મના દેવે સદાને માટે કરી," એવી ઇસ્રાએલપુત્રોને મુસાએ કરેલી વાત કે જે ગણ. ૧૪; ૩૫, ૩૭ વિગેરેમા મળી આવે છે તે પણ તેણે મને કહી જણાવી.

૧૭૮ જેમ બીજી જગ્યાએ (નિર્ગ. ૨૧; ૧૪) કહેલુ છે તેમ "જો કોઇ માણુસ મગરૂરીથી પાપ કરે તો તેને મારી વેદી આગળથી કાઢીને મારી નાખવો," જેમ યોઆબે ત્યા આગળ આસરો લેવાનુ ધાર્યું ત્યારે સુલેમાન રાજાએ તેને ત્યાથી કઢાવ્યો તેમ (૧ રા. ૨; ૨૭, ૨૮ વિગે.). આવી વાતોથી મારૂં મન ઘણું કચડાયુ છતાં મારી હાલત નિરાશા ઉપજાવે એવી હોવાને લીધે મેં એવો વિચાર કીધો કે મરવુ પડે તો ભલે મરીશ, અને મરી જવુ પડે તોપણ એક વાર એવુ કહેવામાં આવશે કે "ખ્રીસ્તના ચરણ આગળ પ્રાર્થના કરતામાજ ફલાણો મરણ પામ્યો." અને ઇશ્વર જાણે છે કે મેં પણ એમજ ઘણી મુશ્કેલીથી કીધું; તેનુ કારણ એ કે મજકુર વાતની સાથે પેલી એસાવ વિષેની વાત અગ્નિરૂપી તરવારની પેઠે જીવનના વૃક્ષની વાટ સાચવવાને સારૂ મારા હૃદયની આસપાસ ભમ્યા કરતી હતી રખે હુ તે વૃક્ષનુ ફળ તોડીને ખાઉં ને સદા જીવતો રહુ. અરે! દેવની પ્રાર્થના કરવી એ મને કેવુ કઠણ લાગ્યુ તે કોણ જાણી શકે!

૧૭૯. વળી દેવના લોક મારા હકમા પ્રાર્થના કરે એવુ પણ હુ ચહાતો હતો તોપણ દેવ એવુ કરવાનુ મન વખતે તેમને આપે નહિ એવી મને શકા થઇ; હા, મનની ધ્રુજારી સહિત મને એવો વિચાર થયો કે તેઓમાંનુ કોઇ પણ માણસ થોડી વારમા મને એવુ કહેશે કે "તુ આ લોકને સારૂ પ્રાર્થના ન કર, કેમકે મેં તેમને તજી દીધા છે" (યિર. ૧૧; ૧૪) "એવી જે વાત ઇસ્રાએલપુત્રો સંબધી દેવ ભવિષ્યવાદીને કહી ગયો તે ને તેજ

વાત તેણે અમને કહી છે." એ પ્રમાણે મને એવુ લાગ્યુ કે "તેને સારૂ પ્રાર્થના ન કર કેમકે મેં તેને તજી દીધો છે," એવુ તેઓમાના કોઇના કાનમાં તે ગુપચુપ કહી ગયો છે; માત્ર મને એવુ બોલવાને તેઓ તો છાતી ચલાવી શકતા નથી, તેમજ તેઓને તે વિષે પુછવાને મારી પણ છાતી ચાલી નહિ, રખે એમજ જો બની ગયુ હોય તો હુ તદ્દન બેભાન થઇ જાઉં. સ્પીરાએ કહ્યુ તેમ "પાપની શરૂઆત તો માણસ જાણે છે ખરૂ પણ તેનાં પરિણામની હદ કોણ બાંધી શકે?"

૧૮૦. લગભગ તે અરસામાં મેં મારી બધી વાત એક ઘરડા ખ્રીસ્તીને ખુલ્લા દીલથી કહી જણાવી. મેં તેને એવુ પણ કહ્યું કે, "મને એવુ લાગે છે કે પવિત્ર આત્મા વિરૂદ્ધનુ જે પાપ ત મેં કર્યું છે," ને તેણે મને કહ્યુ કે "મને પણ એમજ લાગે છે." એમ આ ઉપરથી મને કઇ પણ દિલાસો મળ્યો નહિ છતાં એ માણસની સાથે જરા વધારે વાત કર્યાથી મને એવુ માલન પડ્યુ કે તે જો કે ભલો આદમી છે તો પણ શેતાનની સામેની લડાઇ વિષે તે અજાણ્યો છે. તે માટે મારાથી બની શકે તેમ હુ દયાને માટે દેવની પાસે પાછો ગયો

૧૮૧. વળી તે સમયે પરીક્ષક તો મારી દુ:ખી હાલનમાં મારા ઠઠ્ઠા કરતા એ પ્રમાણે કહેવા લાગ્યો કે, "ત પ્રભુ ઇસુને તારાથી દૂર કીધો છે ને તારા આત્માની તથા ખાઇ નાખનાર અગ્નિના ભડકાની વચ્ચે જે ઉભો રહેત તેને ત ખોટું લગાડ્યુ છે, તે માટે હવે એકજ રસ્તો રહ્યો છે, તે એ કે તારી તથા દેવપુત્રની વચ્ચે દેવ બાપ મધ્યસ્થ થાય એવી પ્રાર્થના કર, એ સારૂ કે તમો બઉની વચ્ચે પાછું સમાધાન થાય ને જે સુખદ લાભ દેવના સુખસપન્ન પવિત્રો તેનામાં ભોગવે છે તે તને પણ મળે."

૧૮૨. ત્યારે આવુ શાસ્ત્રવાક્ય મારા મનમાં આવ્યુ કે, "તેણે નિશ્ચય કર્યો છે અને કોણ તેને ફેરવી શકે ?" અરે ! મેં જોયુ કે દેવની પાસે એવી માગણી કરવી તે તો નવુ જગત કે નવો કરાર કે આપણી પાસે છે તેથી જુદુ બેબલ બનાવવાને માટે તેને સમજાવવા જેવુ કઠણ છે હા, એવી માગણી કરવી તે તો જે કઇ ને કરી ચુક્યો છે તે મૂર્ખાઇજ છે એવુ તેને સમજાવ્યા બરોબર છે અને વળી તે નો તમામ તારણના માર્ગમાં ફેરફાર કરવા, બલકે તેને નાબુદ કરવાને માટે તેને સમજાવ્યા બરાબર છે. એટલામા આવુ વચન તો મારા આત્માને ભેદી નાખતુ કે "બીજા કોઇથી તારણ નથી, કેમકે જેથી આપણુ તારણ થાય એવુ બીજું કોઇ નામ આકાશ તળે માણસો મધ્યે આપેલુ નથી" (પ્રે. કૃ. ૪, ૧૨).

૧૮૩ તે વેળા સુવાર્ત્તામાનાં સોથી અમૂલ્ય તથા કૃપાએ ભરેલા વચન મને બહુજ દુ ખકારક લાગતા હતા, હા, ઇસુ ખ્રીસ્તના વિચારથી તથા તારનારના સ્મરણથી જેટલુ દુ ખ મને લાગતુ તેટલુ બીજા કશાથી મને લાગતુ નહિ, મેં તેને ત્યાગી દીધો હતો તેમાં મારા પાપની ભુંડાઇ તથા તેથી થએલી હાની એઓ તો વિશેષ સ્મરણમા આવતી બીજી બધી વાત કરતા આ વાત તો મારા હૃદયને વિશેષ રીતે ભેદી નાખતી, અને જ્યારે જ્યારે પ્રભુ ઇસુ તથા તેની કૃપા, તેની પ્રીતિ, તેની ભલાઇ, તેની મહેરબાની, તેની ભલમનસાઇ, તેની નમ્રતા, તેનુ મરણ, તેનુ રક્ત, તેનાં વચન, તેનો સુબોધ, તેના દિલાસા એ સઘળાંનો વિચાર હુ કરતો હતો ત્યારે ત્યારે જાણે કે તરવાર મારા જીવને ભેદી નાખતી હોય એવુ લાગતુ, કારણ કે પ્રભુ ઇસુ વિષેના મારા ઉપલા વિચાર શિવાય આવા વિચારો પણ મારા હૃદયમાં આવ્યા કરતા હતા કે, "જેને ત તારાથી દૂર કીધો છે, જેનો

તિરસ્કાર તથા તુચ્છકાર ત કીધો છે ને જેને તે અપશબ્દ કહ્યા છે તે તો ઇસુજ છે, જે પ્રીતિવાન તારનાર તથા દેવનો પુત્ર પણ છે. તે તો એકલો તારનાર તથા ખંડી લેનાર છે, તે એકલો પાપીઓ પર એટલી બધી પ્રીતિ કરી શક્યો કે તેણે પોતાના ઘણા અમૂલ્ય લોહીથી તેઓને તેમના પાપથી ધોઇ નાખ્યા , પણ આ ઇસુમા તારો કઇ ભાગ કે હિસ્સો નથી ; તે તો તેને તારાથી દૂર કીધો છે , તે તારા હૃદયમા એવુ કહ્યુ છે કે જો તે ચાહે તો તે ભલે જાય. તે માટે તુ તો હવે તેનાથી અલગ થયો છે , તેનાથી તેં પોતાને જુદો કીધો છે. માટે ભલે તુ તેની મહેરબાની જુએ પણ તુ તનો ભાગીદાર થવાનો નથી " અરે ! મે શુ ગુમાવ્યુ છે ! મેં શુ ત્યાગી દીધુ છે ! મારા બિચારા આત્મા પાસેથી કોણે વારસાનો હક લઇ લીધો છે ! અરે ! દેવની કૃપાએ તથા દયાએ કરીને નાશ પામવો તે, અને જે હલવાન તથા તારનાર છે તે ફરીને સિહ તથા સહારક બની જાય તે પણ કેવુ દુ ખદ છે ( પ્રક ૬, ) એવુ એવુ મારા મનમા આવતુ. વળી જેમ હુ કહી ગયો છુ તેમ, દેવના પવિત્રોને જોઇને, ને વિષેશે કરીને જેઓ તેના ઉપર ઘણો પ્રેમ રાખતા આ લોકમા ખાસ તેની સઘાતે સદા ચાલવા પ્રયત્ન કરે છે તેમને જોઇને હુ ધ્રુજતો હતો, કારણુ કે તેઓ તો પોતાના વચને તથા વર્ત્તણુકે કરીને તેમજ પોતાના વહાલા તારનારની વિરૂદ્ધ પાપ કરવા વિષેની તેમની ચિતા તથા બીક સબધીની વાતચિતે કરીને મારા ઉપર દોષ મૂકીને મને દોષિત ઠરાવનારા ને મારા આત્માને અખાડ દુ ખ દેનારા તથા શરમ લગાડનારા એવા માલમ પડતા તેઓની બીક મને લાગતી હતી ને દેવના શમૂએલોને લીધે હુ ધ્રુજતો હતો (૧ શમૂ ૧૬; ૪).

૧૮૪. ત્યારે મારા આત્માના દ્દઢા બીજી રીતે કરતાં પરીક્ષક તો ફરીથી એ પ્રમાણે બોલવા લાગ્યો કે, "તારી આવી હાલતને

લીધે ખ્રીસ્તને દયા આવે છે ખરી ને તને જે ખોટ પડી છે તેને માટે તે દુઃખિત છે ખરો છતાં તે જે પાપ તથા ઉલ્લંઘન કીધુ છે તેને લીધે તે તને કંઇ પણ મદદ કરી શકતો નથી, તેમજ તને જેની બીક લાગે છે તેથી તે તને બચાવી શકતો નથી, કારણ કે જેઓને સારૂ તે પોતાનું લોહી વહેવડાવીને મરણ પામ્યો તેમનાં પાપ જેવુ તારૂં પાપ નથી, તેમજ તેને લાકડા પર ટાગવામાં આવ્યો હતો તે વેળા જે પાપોનો દોષ તેના ઉપર મૂકવામાં આવ્યો તેઓમા તારૂ પાપ તો ગણુવામા નહોતુ આવ્યુ, તે માટે જો તે આકાશમાથી ઉતરી આવીને આ પાપને લીધે ફરીથી મરણ પામે નહિ તો તેની તારા ઉપર ઘણી દયા છતા તેનાથી તને કંઇ પણ લાભ થાય એમ નથી" આવી વાતો જેવી હાસ્યજનક હતી તેવી તેઓ બીજાઓને લાગે તો લાગે તોપણ મને તો તેઓ અતિશે દુ ખદ હતી ઇસુ ખ્રીસ્ત માગ પર એટલી બધી પ્રીતિ રાખે છે ને મારા ઉપર તેની અતિઘણી કરૂણા છે છતાં તે મને સહાય આપી શકતો નથી, એ વાતને લીધે મારા દુ ખમાં વધારો થતો. વળી તેના પુણ્ય પ્રતાપમા કંઇ અધુરાપણુ છે અથવા તો તેની કૃપા તથા તેનુ તારણુ બીજાને વાસ્તે ખરચાઇ ગએલુ છે તે માટે તો નહિ, પણ પોતાની આપેલી ધમકી સબધી વિશ્વાસુ હોવાના કારણથી તેનાથી મારા ઉપર દયા કરી શકાય નહિ તે માટે તે મને મદદ કરી શકતો નથી એવુ મને લાગ્યુ. તે શિવાય—જેમ મેં સૂચવ્યુ છે તેમ—મને એવુ પણ લાગ્યુ કે, જે જે પાપોની માફી વિષે વચન આપવામા આવેલુ તેમા મારા પાપનો સમાવેશ આવી શકતો નથી, ને જો એમ હોય તો મને અનતજીવન મળવુ તે કરતા આકાશ તથા પૃથ્વીનુ ટળી જવુ સહેલુ છે એવુ મને ખાત્રીપૂર્વક જણાયુ. એ માટે મને જે બધી બીક લાગતી તેનુ મૂળ કારણુ તો એ કે, દેવના પવિત્ર વચનના કાયમપણા વિષે

મારા મનમાં પાકો વિશ્વાસ હતો તેમજ મારા પાપના સ્વરૂપ વિષે મારામાં ગેરસમજુતી હતી.

૧૮૫. પણ અરે, જે પાપને લીધે તે મરણ પામ્યો નહિ એવુ પાપ કરીને હુ દોષિત થયો છું તેના વિચારથી મારા દુખમાં કેટલો બધો વધારો થતો. આવા વિચારોથી હુ એવી રીતે ગુંચવાઇ તથા સકોચાઇ જતો અને વિશ્વાસમાં પાછો પડતો કે શું કરવુ તેની મને કઇ સૂઝ પડી નહિ. પણ અરે, મારા મનમાં એવુ આવ્યુ કે તે ફરીથી ઉતરી આવે તો કેવુ સારૂ! અરે માણસનુ તારણ સાધવાનુ કામ ખ્રીસ્તને હજી કરવાનુ હોય તો કેવુ સારૂ! હુ કેવી રીતે તેની પ્રાર્થના કરતાં વિનતી કરૂ કે જે પાપોને લીધે તે મરી ગયો તેમાં મારૂ આ પાપ લેખવવામા તથા ગણવામા આવે, પણ એટલામા "ખ્રીસ્ત મુએલામાથી ઉઠાડાયા પછી ફરી મરતો નથી, હવે પછી મરણનો ફરી તેના પર અધિકાર નથી" (રૂમી. ૬, ૯), એ શાસ્ત્રવાક્ય મને તો જાણે કે મરણતોલ કરી નાખતુ.

૧૮૬. એ પ્રમાણે ભાગી ગએલા વહાણની પેઠે મારો આત્મા જાણે કે પવનથી તેમ પરીક્ષકના અજબ તથા અસાધારણ હુમલાઓથી ધસડાઇ જતો, ને વખતે નિરાશામા પણ એકદમ તણાઇ જતો; કોઇ કોઇ વાર તે ક્રિયા વ્યવહારના કરાર પર તણાઇ જતો, ને કોઇ કોઇ વાર તે એવુ ઇચ્છતો કે મારા હિતને અર્થે આ નવો કરાર તેની શરતો સુદ્ધા રૂપાતર પામીને બદલાય તો કેવુ સારૂ! પણ એ સર્વ વાતોમાં હુ તો ખડક પર અથડાઇ ગએલાઓના જેવો થઇ ગયો, એટલે હુ તો વધારે ને વધારે ભગિત તથા ખડિત થઇ ગયો. અરે! જ્યારે પોતાના દોષ તરફ જોતાં નિરાશા ઉપજે છે ત્યારે કેવા અકલ્પનીય વિચારો, ત્રાસો, બિહીકો તથા ડરો ઉત્પન્ન થાય છે! જે કોઇને આ

પ્રમાણે થાય છે તેનો વાસો તો કબરસ્થાનોમાં મરી ગએલાઓની સાથે છે, તે તો બૂમ પાડ્યા કરનાર ને પત્થરોએ પોતાને નિત્ય ઘાયલ કરનાર જેવોજ છે (માર્ક ૫, ૧-૩) પણ એવું કરવું તે તો વ્યર્થજ, નિરાશ થવાથી મનને કંઇ દિલાસો ઉપજતો નથી, જુનો કરાર તો તારણ પમાડી શક્તો નથી, કેવળ એમ નહિ પણ આકાશ તથા પૃથ્વી ભલે ટળી જાય પરંતુ કૃપાના વચનમાંથી તથા નિયમમાથી એક કાનો અથવા એક માત્રા ખુટી જશે કે જતી રહેશે નહિ આવું મેં જોયું તથા ધ્યાનમા લીધું ને તેને લીધે મેં નિસાસો મૂક્યો, પરંતુ મને તેથી એટલો લાભ તો મળ્યો ખરો કે તારણના માર્ગની નિશ્ચયતાની, તેમજ શાસ્ત્ર તો દેવોક્ત વચન છે તેની વત્તી શાબિતી પ્રાપ્ત થઇ. અરે, ઇસુ ખ્રીસ્ત કે જે માણસના તારણનો ખડક છે તેની સ્થિરતા વિષે મને તે વખતે જે જણાયું તથા લાગ્યું તે મારાથી હાલ કહી શકાતું નથી. જે કર્યું તે ન કર્યું એમ થઇ શકતું નથી તેમજ તેમા કંઇ વધારો કે ફેરફાર પણ થઇ શકતો નથી મને એવું પણ ખરેખર જણાયું કે, પાપ એટલે જે પાપની માફી મળી શકે નહિ, તે પાપ તો માણસના આત્માને ખ્રીસ્તથી છેક વિખુટો પાડીને હાંકી કાઢી શકે એમ છે, તોપણ જે કોઇને આ પ્રમાણે ખ્રીસ્તથી દૂર હાંકી કાઢવામા આવે તેને અફસોસ, કેમકે પ્રભુનું વચન તો તેને કૃપાની બહાર રાખે એમ છે.

૧૮૭. આ પ્રમાણે હું ગમે તે વિચારતો કે કરતો તોપણ હું હમેશાં નિરાશામા ડુબી જતો, જેમકે એક દહાડો પાસેના એક ગામમા જઇને રસ્તામાના એક બાંક પર હું બેઠો ને મારા પાપના કારણથી મારી સ્થિતિ જે ઘણી ભયંકર થઇ ગઇ હતી તે વિષેના ભારે ઉંડા વિચારમા હું પડ્યો, ને તે વિષેનું ઘણું મનન કર્યા બાદ મેં મારૂં માથું ઉંચું કર્યું ત્યારે આકાશમાં પ્રકાશ પાડનાર સૂર્ય તો

જાણે કે અજવાળું આપવા નાખુશ હોય તેમજ રસ્તામાંના પત્થર તથા ઘર પરનાં નળિયાં પણ મારી સામાં થવાને માટે તત્પર હોય એવુ મને લાગ્યુ, હા, મને જગતમાંથી હાકી કાઢવાને માટે તેઓ સઘળાંએ સપ કર્યો હોય એવુ મને લાગ્યુ તારનારની વિરૂદ્ધ પાપ કર્યાને લીધે હુ તેઓથી ધિક્કારાએલો થઇને તેઓની મધ્યે વાસો કરવા કે તેઓને મળતા લાભોના ભાગીદાર થવા નાલાયક છુ, એવુ મને લાગ્યુ અરે, સૌ કોઇ પ્રાણી મારા કરતાં કેવાં સુખી છે! કેમકે તેઓ તો સ્થિર રહીને પોતપોતાની જગ્યાએ ટકી રહે છે પણ હુ તો ખસી જઇને ભટકી ગયો છું એવુ મારા મનમા આવ્યુ.

૧૮૮. ત્યારે અતિ ઘણો દુ ખિત થઇને હુ ભારે નિસાસો મૂકતા મારા મનમા એવુ બોલી ઉઠયો કે, "મારા જેવા દુઃખિતને દેવ કેવી રીતે દિલાસો આપી શકે?" આવુ હુ બોલ્યો કે તરત પડઘો પડ્યાની પેઠે એવુ મારે કાને પાછુ આવ્યુ કે, "આ પાપ તો મરણકારક નથી." તેને લીધે હુ તો જાણે કબરમાથી નિકળી આવેલાના જેવો થઇ ગયો, ને ફરીથી એવી બૂમ પાડી કે "પ્રભુ, આવુ વચન તુ ક્યાંથી શોધી કાઢી શક્યો છે?" કેમકે મજકુર વાક્ય આવુ બધબેસતું ને અણધાર્યું છે તે જોઇને હુ ઘણો અચરત થઇ ગયો; હા, વચનની યોગ્યતા, તેનુ અનુકૂળ વખતે આવવુ, તેની સાથે જે પરાક્રમ તથા મિઠાસ તથા પ્રકાશ તથા મહિમા પણ આવ્યાં તેઓ બધાં તો મને આશ્ચર્યકારક લાગ્યાં. અને વળી જેના વિષે અગાઉ મારા મનમા ઘણો શક આવતો હતો તે વિષે હવે તેજ વખત મારા મનમાં કઇ પણ શક રહ્યો નહિ. અગાઉ મારા મનમાં એવા શક ઉપજતા હતા કે મારૂં પાપ માફ થઇ શકે એવું નથી કે જેને લીધે પ્રાર્થના, પસ્તાવો વગેરે કરવાનો મને હક નથી ને જો કદી કરૂં તોપણ તેથી મને

કંઇ લાભ કે નફો મળી શકે એમ નથી. પણ હવે મને એવું લાગ્યું કે જો આ પાપ મરણકારક ના હોય તો તે માફ થઇ શકે એવુ છે, કે જેથી કરીને દયાને માટે ખ્રીસ્તને દ્વારે દેવની પાસે આવવાને માટે, અને બીજાઓનો તેમજ મારો પણ અગીકાર કરવા સારૂ માફી વિષેનુ વચન તો જાણે કે ખુલ્લા હાથે ઉભુ હોય એવુ સમજવાને માટે મને ઉત્તેજન મળે છે. માટે મારૂ પાપ માફ થઇ શકે એવુ છે, ને મરણકારક જે પાપ તે તે નથી, એવા વિચારથી મારા મનમા ઘણી શાતિ થઇ (૧ યોહ ૫: ૧૬, ૧૭). મારા જેવા દુખનો અનુભવ જેઓને થએલો છે તેઓજ કેવળ જાણી શકે કે આ વિચારથી મારા જીવને કેટલો બધો આરામ મળ્યો, કેમકે તેથી મારા આગળના બધેનોથી હુ છૂટો થયો ને આગળના તોફાનમાથી પણ બચી ગયો. હવે બીજા પાપીઓના જેવીજ મારી પણ હાલત છે ને વચન તથા પ્રાર્થના પર તેઓને જેટલો હક છે તેટલોજ મને પણ છે એવુ મને લાગ્યુ.

૧૮૯. હવે મારે એમ કહેવુ છે કે, મારૂ પાપ અક્ષમ્ય નથી એવી મારી આશા હતી એટલુજ નહિ પણ માફી મેળવવાની પણ આશા હુ રાખતો હતો. પણ અરે, મને પાછો નિરાશ કરવાને અર્થે શેતાન કેવી રીતે કોશિશ કરવા લાગ્યો! પણ તેજ દહાડે તેમજ બીજે દિવસે ઘણી વાર સુધી તેનુ કઇ ફાવ્યુજ નહિ, કેમકે મજકુર સારૂ વાક્ય તો થાભલાની પેઠે મારી પછવાડે ઉભું રહ્યુ, છતાં બીજે દિવસે લગભગ સાજરે મને એવુ લાગ્યુ કે આ વચન મને મુકી જવા તથા ટેકો પાછો ખેંચી લેવા માડે છે, કે જેને લીધે ઘણો નાખુશ તથા નારાજ હોવા છતા, હુ અગાઉના શક મનમાં ફરી લાવ્યો, કેમકે નિરાશાથી ઉપજતા શોકથી હું ડરતો હતો, તેમજ હવે લાંબી મુદ્દત સુધી આ વચન પર આધાર રાખવાને માટે મને પુરતો વિશ્વાસ નહોતો.

૧૫૦. પણ બીજે દિવસે સાંજરે મારા મનમાં ઘણા શક હોવાને લીધે મેં પ્રભુનો શોધ કીધો, ને તેની પ્રાર્થના કરતાં કરતાં મેં બૂમ પાડી, ને ભારે બૂમ પાડતાં મારા આત્માએ આવા વચનદ્વારે તેને હાક મારી કે, "હે પ્રભુ, હુ તને વિનતી કરૂ છુ કે, તેં સનાતન પ્રીતિએ મારા પર પ્રીતિ કીધી છે એવુ તુ મને દેખાડ" (યિર્મે. ૩૧; ૩). મેં આવી માગણી કીધી કે તરત પડઘાની પેઠે આવુ વચન મધુરતાથી મારા સાભળવામા આવ્યુ કે, "સનાતન પ્રીતિએ મેં તારા પર પ્રીતિ કીધી છે." ત્યારે હુ નિરાંતે ઉંઘી ગયો ને સવારે હુ જાગી ઉઠયો ત્યારે પણ આ વચન તો મારા મનમા તાજુ ને તાજુ હતુ ને મેં તેને માન્ય પણ રાખ્યુ.

૧૫૧. એમ છતા પણ પરીક્ષકે મને છોડ્યો નહિ, પણ તેજ દહાડે તેણે તો મને પ્રાપ્ત થએલી શાંતિનો નાશ કરવા ઓછામાં ઓછી સો વાર કોશિશ કીધી. અરે, તે વખતે મને કેવા યુદ્ધ તથા લડાઇમાં ઉતરવુ પડ્યુ! જેમકે મજકુર વચનને વળગી રહેવા હુ પ્રયત્ન કરતો હતો એટલામાં પેલુ એસાંવ સબધીનુ વચન વિજળીની પેઠે મારી સામે આવતુ કે જેથી વખતે એક કલાકની અદર મારૂ મન વીસ વાર ઉથલપાથલ થતુ. છતાં દેવે મને ધરી રાખ્યો ને મજકુર વચન પર મારૂ મન વળગાડ્યુ, ને વળી તેમાથી કેટલાએક દિવસ લગી મને ઘણી મધુરતા તથા માફી મેળવવાની આશા પ્રાપ્ત થઇ; કેમકે તેનો મને એવો અર્થ જણાયો કે, "તુ આ પાપ કરતો હતો ત્યારે પણ હુ તારા પર પ્રીતિ કરતો હતો, હા, તે અગાઉ પણ મેં તારા પર પ્રીતિ કીધી એટલુંજ નહિ પણ હુ હજી તારા પર પ્રીતિ કરૂ છું, ને સદા સુધી હુ તારા પર પ્રીતિ કરતો જઇશ."

૧૫૨. પરતુ મારૂ પાપ તો મને બહુ ધિક્કારપાત્ર તથા અતિ નીચ ગુન્હા જેવુ લાગ્યુ, કે જેને લીધે દેવના પવિત્ર પુત્રનું મેં તો

ઘણુ અપમાન કીધુ છે, એવુ ઘણી શરમ તથા અચરતી સહિત કબૂલ કીધા વગર મારાથી રહેવાયુ નહિ. તે માટે મને એવું લાગ્યુ કે મારો આત્મા તેના પર ઘણી પ્રીતિ તથા દયા કરે છે ને તેને સારૂ મારૂ અત કરણ બહુ તલપે છે, કેમકે મને એવુ જણાયુ કે તે હજી મારો મિત્ર છે ને ભુંડાઇના બદલામાં મને સારૂ વાળી આપે છે. હા, મારા પ્રભુ તથા તારનાર ઇસુ ખ્રીસ્ત પ્રત્યે મારામાં જે ઘણી પ્રીતિ તથા મમતા હતી તે માટે મેં પ્રભુનું જે અપમાન કર્યું હતું તેના બદલામા પોતાને શિક્ષા કરવાને માટે મને એટલી બધી તૃષ્ણા થઇ કે (તે વખતના મારા વિચાર પ્રમાણે હુ બોલું તો) મારી નાડીમા હજારો શેર લોહી હોત તો પણ જો મારા પ્રભુ તથા તારનારે હુકમ આપ્યો હોત તો હુ તે બધુ તેના પગ આગળ રાજી ખુશીથી રેડી દેત.

૧૯૩. અને પ્રભુ પર કેવી રીતે પ્રીતિ કરવી ને મારી તેના ઉપરની પ્રીતિ કેવી રીતે દેખાડવી તે વિષેનુ મનન તથા વિચાર હુ કરતો હતો ત્યારે મને એવુ વચન પ્રાપ્ત થયુ કે, "હે યાહ, જો તું દુષ્ટ કામો જોઇ લે, તો હે પ્રભુ, કોણ ઉભો રહી શકે? પરતુ તારૂ ભય રહે માટે તારી પાસે માફી છે" (ગીત ૧૩૦; ૩, ૪). આ વચન તો મને સારૂ લાગ્યુ પણ તેનો પાછળનો ભાગ મને વિશેષ સારો લાગ્યો, એટલે કે "તેનુ ભય રહે માટે તેની પાસે માફી છે." એટલે, મારા તે વખતના સમજવા પ્રમાણે, તેના પર પ્રીતિ કરવામાં આવે ને તેને માન આપવામાં આવે માટે તેની પાસે ક્ષમા છે, કેમકે મારી સમજમાં એવુ આવ્યુ કે મહાન દેવ પોતાના પેદા કરેલાઓની પ્રીતિ એટલી બધી મૂલ્યવાન ગણે છે કે તેમની પ્રીતિ રહિત રહેવુ તે કરતાં તેમનાં ઉલ્લઘન માફ કરવાં એ તેને વધારે પસદ પડે છે.

૧૯૪. અને હવે "જે સર્વે તેં કર્યું છે તે વિષે હુ તને માફી આપીશ ત્યારે, તું તેનુ સ્મરણ કરીને ઝખવાણી પડે, ને તારી ફજેતીના કારણથી તુ તારૂ મુખ ફરીથી કદી ઉઘાડે નહિ, એવુ પ્રભુ યહોવાહ કહે છે" (હઝ. ૧૬; ૬૩), એવુ જે વચન તે મારા સબધી પુરૂં થયું ને તેથી મને આરામ પણ મળ્યો. એ પ્રમાણે તે પ્રસંગને માટે (ને મારા તે વખતના સમજવા પ્રમાણે સદાને માટે) મારો આત્મા મારા અગાઉના દોષથી થએલા દુઃખમાંથી તથા અચરતીમાથી મુક્ત થઇ ગયો.

૧૯૫. પણ આટલો બધો સુખાનુભવ થયા છતાં, વખતે હું ઠગાઉં ને આખરે નાશ પામુ, એવો સશય ઉપજવાથી હુ થોડાંક અડવાડીઆંમાં પાછો નિરાશામાં પડી ગયો. કેમકે આવો વિચાર મારા મનમાં જોરભેર આવ્યો કે, મારા ધાર્યા પ્રમાણે જીવનના વચન સબધીની વાતથી મને ગમે તેટલો દિલાસો તથા શાંતિ મળી શકતી હોય, પરતુ મને જે કઇ આરામ પ્રાપ્ત થતો હોય તેને શાસ્ત્રમાની વાતની સાથે કઇ મળતાપણુ જણાતું ના હોય તો આખરે એવુ કઇ મળવાનુ નથી, પછી હુ તેનો ગમે તે વિચાર કરૂ ને તેને ગમે તેટલા જોરથી વળગી રહું, અને શાસ્ત્રનુ વચન જાુઠુ પડવાનુ નથી (યો. ૧૦, ૩૫)

૧૯૬. હવે મારૂ મન દુખિત થવા લાગ્યુ ને મને એવી બીક પણ લાગી કે આખરે કદાચ મારી આશા નિષ્ફળ થઇ જાય. તે માટે મને અગાઉ મળેલા દિલાસાની તપાસ હુ ધ્યાનપૂર્વક કરવા લાગ્યો, ને એવુ પણ વિચારવા લાગ્યો કે, કોઇએ મારા જેવુ પાપ કીધુ હોય તો જે વચનોથી મને દિલાસો પ્રાપ્ત થયો હતો ને જેના ઉપર મેં આધાર રાખ્યો હતો તેજ વચનને આધારે તે દેવના વિશ્વાસુપણા ઉપર પુરો ભરોસો કરી શકે કે નહિ? પણ એટલામાં મારા મનમાં એવાં વચન આવ્યાં કે "જેઓ

એક વાર પ્રકાશિત થયા, ને જેઓએ દેવની ઉત્તમ વાત તથા આવનાર યુગમાંના પરાક્રમનો અનુભવ લીધો, ને ત્યાર પછી પતિત થયા, તેઓને પસ્તાવાને સારૂ ફરી નવા કરવા એ થઇ શકતુ નથી" (હેબ્રી. ૬; ૪-૬) "કેમકે આપણે સત્યની ઓળખ પામ્યા પછી, જો જાણીજોઇને પાપ કરીએ, તો તે પછી પાપોને સારૂ બીજો યજ્ઞ રહેતો નથી, પણ ઇન્સાફની બિહામણીજ વાટ જોવી તથા વૈરીઓને ખાઇનાખનારા અગ્નિનો જુસ્સો એજ રહે છે" (હેબ્રી. ૧૦; ૨૬, ૨૭). "એસાવ જેણે એક ભોજનને સારૂ પોતાનુ જ્યેષ્ઠપણુ વેચ્યુ તેના જેવો કોઇ ભ્રષ્ટ થાય. કેમકે તમે જાણો છો કે ત્યાર પછી જ્યારે તે આશીર્વાદનો વારસો પામવા ચાહતો હતો ત્યારે તે આસુ સુદ્ધા પ્રયત્ન કરતો હતો, તો પણ તે કબૂલ ન કરાયો કેમકે પસ્તાવાનુ ઠેકાણુ તેને મળ્યુ નહિ." (હેબ્રી. ૧૨, ૧૬, ૧૭).

૧૯૭. .હવે સુવાર્તાનુ વચન તો મારા આત્મા પાસેથી ખુચવી લેવામા આવ્યુ, એટલે સુધી કે મારે માટે કોઇ દિલાસાદાયક વચન કે ઉત્તેજનદાયક શબ્દ બૈબલમા છેજ નહિ, એવુ મને લાગ્યુ. ત્યારે "હે ઇસ્રાએલ, વિદેશીઓની પેઠે હર્ષાનદ ન કર" (હો. ૯ ; ૧ ), આવા વચનથી મારો જીવ દુખિત થતો, કેમકે મને ખરેખર જણાયુ કે, ઇસુને વળગી રહેનારાઓને માટે આનદ કરવાનુ કારણ છે ખરૂ પણ મેં તો પોતાના ઉલ્લઘને કરીને પોતાને ખ્રીસ્તથી અલગ કર્યો હતો, ને તેથી કરીને જીવનના અમૂલ્ય વચનમાં જે સર્વ આશ્રયરૂપ તથા ટેકારૂપ વાત છે તેઓમાં મારા પગને માટે તેમ મારા હાથને માટે કઇ આધાર રહ્યો નથી.

૧૯૮. ત્યારે જે ઘરનો પાયો તુટી ગયો હોય તેની પેઠે હુ તો જાણે કે ખાડામા ડુબી જતો હોઉં એવુ મને ખરેખર લાગ્યુ. જ્યારે કોઇ બાળક તળાવમાં પડી જાય ત્યારે જો કે તે જેમતેમ

કરીને પાણીમાં હાથ પગ પછાડી શકે છે ખરૂં, તોપણ હાથ પગને માટે કંઇ આધાર નહિ મળવાના કારણથી તેનો નાશ થયા વગર રહેજ નહિ તેના જેવી મારી પણ સ્થિતિ છે એવું હું સમજ્યો. આવો નવો હુમલો મારા આત્મા પર થયો કે તરત મનમાં એવું શાસ્ત્રવાક્ય આવ્યું કે, "આ તો હજી પણ લાંબી મુદતને વાસ્તે છે" (દા. ૧૦; ૧૪). અને થયું પણ એમજ, એટલે લગભગ અઢી વરસ પુરા નહિ થયાં ત્યાં સુધી મને કંઇ છૂટકો કે શાંતિ મળી શકી નહિ. એ માટે મજકુર વાક્ય જોતે તો હિમ્મત ભંગ કરે એવું હતું ખરૂં, છતાં હું કે જેને એવી બીક હતી કે આવી સ્થિતિ સદાકાલિક હશે તે મને તો તે વખતો વખત મદદરૂપ તથા આરામકારક લાગતું.

૧૯૯. કેમકે મને એવો વિચાર થયો કે "લાંબી મુદત" એટલે કંઇ હમેશ નહિ, "લાંબી મુદત" ગમે તેટલી લાંબી હોય તોપણ તેનો અંત તો ખરોજ; તેટલા માટે "ટુંકી મુદત" નહિ પણ "લાંબી મુદત" સુધી મારે દુ:ખ ભોગવવાનું હતું, છતાં તે કેવળ "લાંબી મુદતને" વાસ્તે છે તેથી મને આનંદ થતો. આ પ્રમાણે આ વાત વખતો વખત યાદ કર્યાથી મારા જીવને આરામ મળતો હતો, કેમકે મજકુર શબ્દો મારા મનમાં આવતા કે તરત હું જાણતો કે મારૂં દુ:ખ લાંબી મુદત સુધી રહેવાનું છે, પણ એવું તો કોઇકજ વાર થતું, કારણ કે હું હમેશાં તેનો વિચાર કરૂં ને તેથી હમેશાં મદદ પામું એવું તો બની શકે નહિ.

૨૦૦. હવે જ્યાં સુધી સતશાસ્ત્ર મારી નજર આગળ આવીને મને વારવાર દોષિત ઠરાવતું હતું ત્યાં સુધી લુક ૧૮; ૧ માંના વચનથી ને એના જેવાં બીજાં પણ વચનથી મને પ્રાર્થના કરવાનું ઉત્તેજન મળ્યા કરતું ખરૂં, છતાં તેજ વખતે

પરીક્ષકે મારા ઉપર ભારે હુમલો ફરીથી કરતાં એવું સૂચવ્યું કે દેવની દયામાં તેમજ ખ્રીસ્તના લોહીમાં તારે કઇ લાગતુ વળગતું નથી, ને તારા પાપની બાબતમાં તેઓ તરફથી તને કઇ મદદ મળી શકે એમ પણ નથી, એ માટે તું પ્રાર્થના કરે તે વ્યર્થજ છે. એમ છતાં મેં વિચાર કીધો કે હું પ્રાર્થના કરીશજ. ત્યારે પરીક્ષક બોલ્યો કે તારૂ પાપ માફ થઇ શકે નહિ એવું છે. મેં કહ્યું કે ઠીક, તોપણુ હુ તો પ્રાર્થના કરીશ. તે તો વ્યર્થજ છે, એવુ તેણે કહ્યું; પરતુ મેં કહ્યું કે હુ તો પ્રાર્થના કરીશ એ માટે હુ દેવની પ્રાર્થના કરવા મંડ્યો ને પ્રાર્થના કરતા હુ એ પ્રમાણે બોલ્યો કે, "પ્રભુ, શેતાન મને કહે છે કે તારી દયા તેમજ ખ્રીસ્તનુ લોહી મારો આત્મા તારવા સમર્થ નથી. હે પ્રભુ, તને વધારે માન શાથી મળશે? મને તારવાને વાસ્તે તુ રાજી છે તેમ તું શક્તિવાન પણ છે એવો ભરોસો રાખુ તો? અથવા તો તુ રાજી નથી તેમ શક્તિવાન પણ નથી એવુ માનુ તો? પ્રભુ, તુ રાજી છે તેમજ તુ શક્તિવાન પણ છે એવો વિશ્વાસ રાખતાં તને માન આપવાનું મને વધારે ગમે છે."

૨૦૧. હુ આ પ્રમાણે પ્રભુની હજુરમા હતો એટલે હુ દેવની આગળ ઘુટણીએ પડેલો હતો ત્યારે કોઇએ જાણે કે મારા બરડામાં થબડાક મારી હોય તેમ "ઓ માણસ, તારો વિશ્વાસ મોટો છે" (માત્થી ૧૫; ૨૮), એ વાક્ય મારા મનમાં એકાએક આવ્યુ, છતાં મારી પ્રાર્થના તો વિશ્વાસસહિતની હતી એવુ હુ લગભગ છ મહિના સુધી માની શક્યો નહિ, કારણ કે મને એવુ લાગ્યુ કે મારામા વિશ્વાસ નથી તેમજ એવુ વચન પણ નથી કે જેને આધારે હુ વિશ્વાસ કરૂ. એ માટે મને એવુ લાગ્યુ કે હું તો હજી નિરાશા દૈત્યના જડબામાં સપડાએલો છું તેથી કરીને દિલગીરીમાં તથા શોકમાં હુ આમ તેમ ફર્યા કરતો.

૨૦૨. હવે હું એવું વિશેષ ચહાતો હતો કે આ બાબતમાં મને જે શક હતો તે જતો રહે, અને મારે માટે હજી કંઇ આશા છે કે નહિ તે જાણુવાની મારી ઘણીજ ઇચ્છા હતી, એટલામાંજ આવા વચન મારા મનમા દોડી આવ્યાં કે "શુ પ્રભુ સર્વકાળ તજી દેશે ? ને શું ફરી પ્રસન્ન થશે નહિ ? શુ તેની કૃપા સદાને માટે છેક થઇ રહી છે ? શુ તેનુ વચન સદા સર્વકાળ રદ છે ? શુ કૃપાળુ થવાને દેવ વિસરી ગયો છે ? શુ કોપે કરીને તેણે તેની મહેરબાની બંધ કીધી છે ?" (ગીત ૭૭, ૭-૯). અને આ વચનો મારા મનમા ભમ્યા કરતાં ત્યારે મને એવુ લાગતુ કે મને એવો જવાબ મળ્યા કરે છે કે "વાત એ છે કે તેણે મેહેરબાની બંધ કીધી છે કે નહિ, કદાગ તેણે બંધ કીધી નથી." વળી મને એવુ લાગ્યુ કે આ સવાલ ઉઠયો તેથીજ માનવુ જોઇએ કે તેણે પોતાની કૃપા બંધ કીધીજ નથી અને તજી દેશે પણ નહિ, પણ હજી પ્રસન્ન થશે; હા, એવુ લાગ્યુ કે તેનુ વચન કદી રદ થતુ નથી ને કૃપાળુ થવાને તે વિસરી ગયો નથી ને કોપે કરીને તે તેની મેહેરબાની બંધ કરે નહિ તે ઉપરાત તેજ વખતે મારા મનમાં એવુ કંઇ હતુ કે જે મને હાલ યાદ આવતુ નથી, તો પણુ તેથી ને મજકુર વાક્યથી મારા હૃદયને મધૂર શાંતિ પ્રાપ્ત થઇ ને મને એવી ખાત્રી પણુ થઇ કે તેની કૃપા સદાને માટે છેક થઇ રહી નથી.

૨૦૩. બીજે એક પ્રસગે મને યાદ આવ્યુ કે મને આવો શક જોરભેર આવતો કે મારા આત્માને તારવા ખ્રીસ્તનું લોહી સમર્થ છે કે નહિ ? સવારથી તે રાતના સાત આઠ વાગ્યા સુધી આ શક મારા મનમાં રહ્યો, અને આખરે ખ્રીસ્તનુ લોહી મારૂ ગ્રહણ કદાપી નહિ કરે એવી બીકથી હુ તો જાણે કે તદન નિર્ગત થઇ ગયો હતો, ત્યારે આવાં વચનો એકાએક મારા હૃદયમાં

આવ્યાં કે ખ્રીસ્ત શક્તિવાન છે. પણ મને એવુ લાગ્યું કે 'શક્તિવાન' એ શબ્દ મને મોટેથી કહેવામા આવ્યો હતો, તે તો મને મોટો શબ્દ લાગ્યો ને મોટા અક્ષરમાં લખેલો જણાયો, ને જ્યાં સુધી તે મારી સાથે રહ્યો ત્યા સુધી એટલે લગભગ એક દિવસ સુધી તેણે મારી બીકને તથા શકને એટલો બધો ધક્કો લગાડ્યો કે મારી આખી જીદગીમાં એવો ધક્કો મને કદી લાગ્યો નહિ ( હેબ્રી ૭ ; ૨૫ ).

૨૦૪. પણ એક દિવસે સવારે હુ ફરી પ્રાર્થના કરતો હતો ને જેથી મને મદદ મળે એવુ દેવનુ કઇ વચન નથી એવી બિહીકથી હુ ધ્રુજતો હતો, ત્યારે પેલું વાક્ય મારા મનમા ધસી આવ્યુ કે મારી કૃપા પૂરતી છે, કે જેથી કરીને મને કેટલોક ટેકો મળ્યો ને મારે માટે કઇ આશા હશે એવુ મને લાગ્યુ. અરે' દેવ પડે પોતાનુ વચન મોકલે તે કેવુ સારૂ ' કેમકે લગભગ એક પખવાડિયા અગાઉ હુ એજ જગ્યામા જોતો હતો ત્યારે મને એવુ લાગ્યુ કે આ વાક્ય મારા આત્માને કઇ દિલાસો પમાડી શકે એવુ નથી. એ માટે ગુસ્સે થઇને મે મારી ચોપડી નાખી દીધી, કેમકે મને તે વખતે એવુ લાગ્યુ હતુ કે મજકુર વાક્ય એવુ મોટું નથી કે જેમા હુ પણ આવી જાઉં. પણ હવે મને એવુ લાગ્યુ કે તેના કૃપારૂપી હાથ એટલા મોટા છે કે હુ એકલોજ નહિ પણ મારા જેવા બીજા ઘણાએ તેની અદર માઇ શકે.

૨૦૫. સાત આઠ અઠવાડિયા સુધી મજકુર વચનથી મને ટેકો મળતો રહ્યો ખરો છતા મને ભારે અથડામણ ને કુટામણ થતી, કેમકે દિવસમા વીસવાર મને શાતિ અશાંતી વારાફરતી થતી, કોઇવાર દિલાસો ને કોઇવાર દુ ખ થતુ, વખતે શાંતિ ને પછી ત્રણ ચાર ખેતરવા ચાલુ નહિ એટલામા હદય સહન કરી શકે નહિ એટલી બધી બીક તથા દોષ ; અને એ પ્રમાણે કોઇ

કોઇવાર થતુ કેવળ એમ નહિ પણ પૂરાં સાત અઠવાડિયાં સુધી એમ થતુ, કેમકે કૃપાની ભરપૂરતા ને એસાવે પોતાનુ જ્યેષ્ઠપણું વેચી નાંખ્યુ એ બે વાત તો મારા મનમાં ત્રાજવારૂપ હતી; એટલે કોઇવાર એમાનુ એક પલ્લુ ઉચુ જાય ને કોઇવાર બીજું, ને તે પ્રમાણે મને શાતિ કે દુ.ખ થયા કરતુ.

૨૦૬. એ માટે હુ દેવની એવી પ્રાર્થના હજી કરતો રહ્યો કે તે આ શાસ્ત્રવાક્ય મારા અત કરણમાં બરાબર ઠસાવે, એટલે આખુ વાક્ય મને પોતાને લાગુ પાડવાને માટે તે મને મદદ કરે, કેમકે હુ હજી સુધી એ પ્રમાણે કરી શકતો નહોતો. એ પ્રમાણે જે કઇ મદદ તેણે આપી તે મે લીધી, પણ હુ તેથી આગળ વધી શક્યો નહિ કારણ કે મને તો હજી સુધી તેથી કરીને એટલીજ મદદ મળી કે મારે માટે દયા છે એવી આશા મારા મનમાં ઉત્પન્ન થઇ. "મારી કૃપા પુરતી છે" એટલીજ જો કે વાત હતી તોપણુ તેથી કરીને મારો મજકુર શક મટી ગયો, એટલે આશા છે એવુ મને લાગ્યુ, છતાં "તારે સારૂ" એ શબ્દો પડતા મૂકાયા હતા તેને લીધે મને સતોષ વળ્યો નહિ, અને તેમને (એટલે એ શબ્દોને) માટે પણ મેં દેવની પ્રાર્થના કીધી તેટલા માટે એક દહાડો દેવભક્તોની સભામા હુ હાજર હતો ત્યારે મારા શક જોરભેર પાછા આવ્યાથી હુ ઘણો ઉદાસ થયો ને મને ઘણી બીક લાગી, ને વળી મારા આત્માની હાલતમા જરાએ સુધારો થયો નથી અને મારી સ્થિતિ બહુ દુ ખ તથા બીક ભરેલી છે એવુ હુ તે વખતે સમજતો હતો, ત્યારે આવા વચનો ઘણા પરાક્રમ સહિત એકાએક ત્રણવાર મારા મનમાં આવ્યાં કે મારી કૃપા તારે સારૂ પુરતી છે, મારી કૃપા તારે સારૂ પુરતી છે, મારી કૃપા તારે સારૂ પુરતી છે. અને અરે! મને એવુ લાગ્યું કે તેઓમાંનો એકેએક શબ્દ વજનદાર છે; એટલે 'મારી'

'કૃપા' 'તારે સારૂ,' 'પુરતી,' એઓ તો તે વખતે ને હજી પણ બીજા શબ્દ કરતાં મને ઘણા મોટા લાગે છે.

૨૦૭. એ અરસામાં મારી સમજશક્તિ તો એટલી બધી પ્રકાશિત થઇ કે મેં તો જાણે કે પ્રભુ ઇસુને આકાશથી નળિયાંમાં થઇને મારા ઉપર નજર કરતો ને મજકુર શબ્દો મારી તરફ નાખતો જોયો હોય એવુ મને લાગ્યુ તેને લીધે હુ શોક કરતો કરતો ઘેર ગયો, તેથી કરીને મારૂ હૃદય ભગ થઇ ગયુ ને હુ આનદથી ભરપુર થયો ને જાણે હુ ધૂળભેગો થયો. પરતુ આવી તેની અસર, એટલે તેથી ઉપજેલો હર્ખ ને ઉત્તેજનદાયક દિલાસો એઓ તો કઇ લાબી મુદત સુધી ટક્યા નહિ છતા કેટલાએક અઠવાડિયાં સુધી આવુ મને થતુ રહ્યુ ખરૂ, કે જેથી કરીને મને આશા રાખવાને માટે ઉત્તેજન મળ્યુ પણ આવી તેની ભારે અસર મારા મનમાથી નિકળી ગઇ કે તરત પેલી એસાવ સુબધીની વાત આગળની માફક મારા મનમાં પાછી આવી. એ પ્રમાણે મારો આત્મા ફરી ત્રાજવામા હોય, એટલે કોઇવાર ઉચો ને કોઇવાર નિચો, કોઇવાર શાંતિમાં ને કોઇવાર બીકમાં હોય એવુ મને લાગ્યુ.

૨૦૮. એ પ્રમાણે ઘણા અઠવાડિયા સુધી મને થયુ, એટલે કોઇ વાર દિલાસો ને કોઇ વાર મને દુ ખ થતુ હતુ. વિશેષે કરીને કોઇ કોઇ વાર મને બહુ દુ ખ થતુ હતું, કેમકે હેબ્રીઓને પત્રમાંનાં મજકુર વાક્યો એવી રીતે મારી આગળ આવીને ઉભાં રહેતા હતાં કે કેવળ તેઓજ મને આકાશની બહાર રાખવાનાં છે એવું મને લાગતુ. ત્યારે આવો વિચાર મારામાં ઉત્પન્ન થયાને લીધે મને પસ્તાવો પાછો થવા લાગતો ને હુ મારા મનમાં એવુ પણ વિચારવા માંડતો કે, "અરે! મારી વિરૂદ્ધમાં કેટલાં શાસ્ત્ર-વાક્ય છે? ફક્ત ત્રણ ચાર. શું દેવ તેમને કોરે મુકી શકે નહિ,

ને તેઓ ભલે એમને એમ રહે તો પણ તે મને તારી શકે નહિ શુ?" વળી મને કોઇ વાર એવો વિચાર પણ આવતો કે "અરે! આ ત્રણ ચાર વચન ન હોય તો મને કેટલો બધો દિલાસો મળી શકે!" અને તેઓ પુસ્તકમાથી કાઢી નંખાય એવી ઇચ્છા કરવાથી હુ તો કોઇ વાર મુશ્કેલીથી દૂર રહી શકતો હતો.

૨૦૯. પછી "અમારા સર્વ વચન સત્ય છે ને એમાંનુ દરેક સરખુ વજનદાર છે, અમે તને ત્યાગ્યો છે એમ કઇ નથી પણ તે પોતે પોતાને દૂર કીધો છે નીચેનાં અમારાં વાક્ય અને તેમના જેવા બીજા જે હોય તે શિવાય બીજા કોઇ વાક્ય ઉપર તારે ધ્યાન આપવુ નહિ જોઇએ, એટલે 'એ અશક્ય છે' (હેબ્રી. ૬), 'તે પછી પાપોને સારૂ બીજો યજ્ઞ રહેતો નથી' (હેબ્રી. ૧૦), 'ન્યાયીપણાનો માર્ગ જાણ્યા પછી તેઓને જે પવિત્ર આજ્ઞા અપાઇ તેથી ફરવુ, એ કરતા આ સારૂ હોત કે તેઓ તે [માર્ગ] વિષે અજાણ્યા રહેત.' (૨ પી. ૨, ૨૧). 'કારણ કે શાસ્ત્રનુ વચન જુઠુ પડવાનુ નથી' (યોહા ૧૦; ૩૫)," એવુ પીતર, પાઉલ, યોહાન ને બીજા બધા ગ્રંથકર્ત્તા જાણે કે ધિક્કાર ભરેલી દૃષ્ટિ મારા પર કરતા ને મારો તિરસ્કાર કરતા મને કહેતા હોય એવુ મને લાગ્યુ.

૨૧૦. તેઓ તો જાણે કે આશ્રયનગરના વડીલો થઇને મારો ને મારા દાવાનો ઇન્સાફ કરવાના છે કે જે વારે ખૂનનુ વેર લેનાર મારી પાછળ લાગવાથી મારે ધ્રુજતા ધ્રુજતા મારા બચાવને અર્થે તેમના નગરના દરવાજા આગળ ઉભા રહેવુ પડશે એવુ મને લાગ્યુ; ને વળી તેઓ તો મને સદાને માટે નગર બહાર રાખશે એવો મને ઘણી બીક તથા શકા સુદ્ધાં શક લાગ્યો. (યહ. ૨૦; ૩, ૪).

૨૧૧. એ પ્રમાણે મારા આત્માના તારણની બાબતમાં પવિત્રશાસ્ત્રમાનાં વિવિધ વાક્યો પરસ્પર મળતાં છે કે નહિ તેનો શો ખુલાસો તે, ને એ વિષે મારે શું કરવુ જોઇએ તે પણ નહિ સૂઝયાથી હુ તો અમુઝણમા આવી પડ્યો. પ્રેરિતોને લીધે મને તો કપારી છુટી, કેમકે તેઓના વચન ખરા તથા સદા સુધી ટકે એવા છે એવુ મને માલમ હતુ.

૨૧૨. અને મને યાદ છે કે એક દહાડો મને જુદા જુદા મનોવિકાર થતા હતા, ત્યારે જેવા શાસ્ત્રવાક્ય મારા મનમા આવતા તેવાજ મનોવિકાર થતા એવુ મને લાગ્યુ, એટલે જો કૃપા વિષેનુ વાક્ય આવે તો શાંતિ, પણ જે પેલુ એસાવ સબધીનુ આવે તો પીડા અને મને એવો પણ વિચાર થયો કે, હે પ્રભુ, જો આ બેઉ વાક્ય મારા હૃદયની અદર એકીવારે ભેગા થાય તો કોણ જાણે તેમાનુ કિયુ મારા ઉપર વત્તી અસર કરે! એ પ્રમાણે તેઓ સાથે ને સાથે મારા મનમા આવે એવી મને ઘણી ઇચ્છા થઇ, બલકે તેઓ સાથે આવે એવી માગણી મેં દેવ પાસે કીધી.

૨૧૩ અને એમજ આસરે બે ત્રણ દિવસ પછી તેઓ સાથે ને સાથે આવ્યા પણ ખરા, તેઓ તો એકીવારે મારા પર ધસી આવ્યા, ને કઇક મુદત સુધી તેઓ તો મારામા વિચિત્ર રીતે સામાસામે લડ્યા. આખરે પેલુ એસાવના જ્યેષ્ઠપણા વિષેનુ વાક્ય ક્ષીણ થવા તથા જતા રહેવા તથા અલોપ થવા લાગ્યુ, ને પેલુ કૃપાની ભરપૂરતા વિષેનુ તો શાંતિ તથા આનદ ઉપજાવતા જીત પામ્યુ અને હુ આ વાત વિષેનુ મનન કરતો હતો એટલામાં આવુ વાક્ય મારા મનમા આવ્યુ કે "ન્યાય પર દયા જયજયકાર કરે છે" (યા ૨, ૧૩)

૨૧૪. આ તો મને આશ્ચર્યકારક લાગ્યુ છતાં તે તો દેવથીજ થયુ એવુ મને લાગ્યા વિના રહેતુ નથી, કારણ કે નિયમ તથા કોપના

વચને બાજુએ ખસી જઇને જીવન તથા કૃપાના વચનને જગ્યા આપવી જોઇએ, એ માટે કે અગર જો દડાજ્ઞા વિષેનુ વચન સ્તુત્ય છે તો પણ જીવન તથા તારણ વિષેનુ વચન તો એ કરતા પણ વધારે સ્તુત્ય છે (૨ કરી. ૩; ૮–૧૧. માર્ક ૯, ૫–૭ યો ૬, ૩૭) વળી અવશ્ય છે કે મુસા તથા એલિયાહ એઉએ અલોપ થવુ ને ખ્રીસ્તને તથા તેના ભક્તોને સાથે ને સાથે રહેવા દેવા જોઇએ

૨૧૫. વળી આવુ શાસ્ત્રવાક્ય પણ મધૂરતાથી મારા મનમા આવ્યુ કે "જે કોઇ મારી પાસે આવે છે તેને હુ કાઢી મૂકનાર નહિજ" અરે! 'નહિજ' એ શબ્દથી મને કેટલો બધો દિલાસો મળ્યો! જાણે કે તેનુ કહેવુ એમ હોય કે 'બિલકુલ નહિ, પછી તેણે ગમે તે કર્યું હોય તોપણ.' પણ 'તારા વિષે કે તારા જેવા વિષે ખ્રીસ્ત બોલ્યો એમ નહિ, પણ તારાથી ઓછા પાપી કે જેઓએ તારા જેવુ પાપ કીધુ નથી તેઓ વિષે તે એમ કહી ગયો,' એમ કહેતા શેતાન તો મજકુર વચન મારી પાસેથી ખુચવી લેવાનુ બહુ કર્યા કરતો પણ હુ તેને એવો જવાબ આપ્યા કરતો કે "શેતાન, તુ કહે છે એવો કઇ અપવાદ આ શબ્દોમા સમાએલો નથી, પણ 'જે કોઇ આવે છે,' પછી તે ગમે તે હોય, જે કોઇ મારી પાસે આવે છે તેને હુ કાઢી મૂકનાર નહિજ." અને મને હજી સારીપેડે સાભરી આવે છે કે આ વાક્ય મારી પાસેથી લઇ લેવા સારૂ શેતાને ઘણી યુક્તિ કીધી તોપણ તેણે એવો સવાલ કદી કર્યોજ નહિ કે, 'તુ યોગ્ય રીતે આવે છે કે શુ?' અને મારા સમજવા પ્રમાણે તેનુ કારણ એ હતુ કે યોગ્ય રીતે આવવુ એટલે શુ તેની મને પાકી ખબર હતી એવુ તેને લાગતુ હતુ, કારણ કે યોગ્ય રીતે આવવુ એટલે જેવો નીચ તથા દુષ્ટ પાપી હુ છુ તેવો ને તેવો આવીને ને પાપને લીધે પોતાને દોષિત ઠરાવીને કૃપાના ચરણ આગળ આવીને પડવુ એવુ

હું સમજતો હતો. જેવી રીતે મેં તથા શેતાને એક બીજાની સામા થઇને ખ્રીસ્તના આ સારા વચનને માટે લડાઇ કીધી તેવી રીતે અમે તો મારી આખી જીંદગી પર્યંત દેવના બીજા કોઇ વચનને માટે કદી લડ્યા નહિ. અરે! અમે કેટલી બધી કોશિશ કીધી! યોહાનમાના મજકુર વાક્યને માટે અમે તો સામાસામી ખેંચતાણ કરતા કરતા લડ્યા, પણ દેવની સ્તુતિ થાઓ કે મેં તેને હરાવી નાખ્યો, અને તેથી મને કઇં મધુર શાંતિ પ્રાપ્ત થઇ.

૨૧૬. પરંતુ આ બધી મદદ ને કૃપાના શ્રેષ્ઠ વચન છતાં પેલુ એસાવે પોતાનું જ્યેષ્ઠપણું વેચી નાખ્યા વિષેનું વાક્ય તો હજી વારવાર મારા અંતઃકરણને ભેદી નાખતુ, કારણ કે મને તરતજ મધુર દિલાસો મળ્યો હોય છતાં પેલુ વાક્ય જ્યારે જ્યારે મનમાં આવતું ત્યારે ત્યારે મને બીક લાગતી તેને હું એકદમ દૂર કરી શકતો નહોતો, તે તો રોજ રોજ મારી પાસે આવતુ, એ માટે હું બીજું કરવા લાગ્યો, એટલે એ અતિ દુષ્ટ વિચારના સ્વરૂપ તરફ ધ્યાન આપવા, એટલે તેમાના દરેક શબ્દનો પુરેપુરો અર્થ તેમના પોતાના સ્વભાવિક ભાવાર્થ તથા તાત્પર્યને આધારે કાઢવા લાગ્યો. એ પ્રમાણે જ્યારે મેં ધ્યાનપૂર્વક વિચાર કીધો ત્યારે મને એવુ માલમ પડ્યુ કે તેમનો વાજબી રીતે કોઇ વિચાર કરે તો એવો અર્થ નિકળે કે પ્રભુ ઇસુ ખ્રીસ્ત મારો તારનાર થાય કે નહિ થાય એ મેં તેની પોતાની મરજી પર રાખ્યુ હતુ કેમકે હું જે ભુડા શબ્દ બોલ્યો હતો તે એજ કે, 'જો તે ચાહે તો તે ભલે જાય.' ત્યારે આવા શાસ્ત્રવાક્યથી મને આશા ઉપજી કે "હું તને નહિજ મૂકીશ ને તને નહિજ તજીશ" (હેબ્રી. ૧૩, ૫). પછી, હે પ્રભુ, મેં તો તને મૂકી દીધો છે એવુ હું બોલ્યો ત્યારે મને એવો ઉત્તર મળ્યો કે એમ છતા પણ હુ તો તને મૂકીશ નહિ. તેને લીધે પણ મેં દેવનો ઉપકાર માન્યો.

૨૧૭. પરતુ તે મને મૂકી દેશે એવી મને ઘણી બીક લાગી અને મેં તેને એટલુ બધુ ખોટુ લગાડ્યુ હતુ તે માટે તેના પર ભરોસો રાખવો એ તો મને બહુ મુશ્કેલ લાગ્યુ. આવો વિચાર મને કદી થયોજ ના હોત તો બહુ ખુશીની વાત! કેમકે ત્યારે તો હુ વધારે સહેલાઇથી ને ઘણી સુગમતાથી તેની કૃપા ઉપર અઢેલી શકત એવુ મને લાગ્યુ. અને મને એવુ પણ જણાયુ કે જેવી યુસફના ભાઇઓની વાત તેવીજ મારી પણ છે, એટલે તેમની પોતાની ભુડાઇનો દોષ લાગવાથી તેમને એવી બીક લાગ્યા કરતી હતી કે આખરે અમારો ભાઇ અમારો તિરસ્કાર કર્યા વિના રહેશે નહિ (ઉત્પ. ૫૦, ૧૫-૧૭).

૨૧૮. હવે જે શાસ્ત્રવાક્ય મને પ્રાપ્ત થયા હતાં તે બધાંમાંથી યહોશુઆના વીસમા અધ્યાયમા ખન કરનારના આશ્રયનગરમાં નાસી જવા વિષેનુ જે વાક્ય તેથી મને સૌથી ઘણો દિલાસો મળ્યો. તેમા મુસા એવુ કહે છે કે "જો ખનનુ વેર લેનાર ખૂન કરનારની પાછળ લાગેલો હોય તો આશ્રયનગરના વડીલોએ તેને એના હાંથમાં સ્વાધીન નહિ કરવો, કેમકે અગાઉથી તેને પોતાના પડોશીની સાથે વેર ન છતા તેણે અજાણુતાં તેને માર્યો." અરે! આ વચનને લીધે દેવને ધન્ય હોજો! હુ મનુષ્યઘાતક છુ એવી મને ખાત્રી થઇ, અને ખ્નનુ વેર લેનાર મારી પાછળ લાગેલો છે એવુ મને ઘણા ભય સહિત લાગ્યુ. હવે આશ્રયનગરમા પેસવાનો મને હક છે કે નહિ એટલુજ તપાસવાનુ બાકી રહ્યુ છે. અને તપાસતા મને એવુ માલમ પડ્યુ કે, જે કોઇ ખૂન કરવા સારૂ લાગ તાકીને સતાઇ રહે તેને તેમાં પેસવાનો હક નથી, એટલે જે કોઇ જાણીજાઇને ખ્નન કરે તેને તો નહિ પણ જે કોઇ ભૂલથી, અજાણુતાં, અદાવત તથા ઇર્ષા તથા દુષ્ટ ભાવ વગર, ને અગાઉથી પોતાના પડોશીની સાથે વેર ન છતાં ખ્નન કરે તેને અદર જવાનો હક છે.

૨૧૯. એ માટે મને ખરેખર એવુ લાગ્યુ કે મને તો હક હોવો જોઇએ, કેમકે મેં મારા પડોશીને અજાણતાં માર્યો હતો ને મારે અગાઉથી તેના ઉપર કઇ દ્વેષભાવ નહોતો. અગાઉથી તેના ઉપર દ્વેષ રાખ્યો નહોતો કેવળ એમ નહિ, પણ હુ તેની પ્રાર્થના કરતો હતો ને તેની વિરૂદ્ધ પાપ કરવા વિષે હુ ઘણી કાળજી રાખતો હતો. તે શિવાય આ દુષ્ટ પરીક્ષણની સામા થવાને માટે હુ બાર માસ થયાં કોશિશ કરતો આવ્યો હતો, અને તે ઉપરાત જ્યારે તે મારા અંતઃકરણમાં દાખલ થવા પામ્યુ ત્યારે તો જાણે કે મારા દાંત બંધ છતા તે પેસી શક્યુ એ માટે મને એવુ લાગ્યુ કે આ શહેરમા પેસવાને મને હક છે, અને વડીલોએ એટલે પ્રેરિતોએ મને સ્વાધીન કરવો નહિ જોઇએ. એ ઉપરથી મને ઘણો દિલાસો મળ્યો ને આશા રાખવાનુ સબળ કારણ મને પ્રાપ્ત થયુ

૨૨૦. પરતુ જે ભારે દુ ખ થયુ હતુ તેને લીધે હુ શાના ઉપર આધાર રાખી શકુ, તેની સૂઝ મને નહિ પડી કે જેથી કરીને હુ હજી વધારે તપાસ કરવા ઇચ્છીને એક વાતનો ખુલાસો મેળવવાનુ પુરા મનથી ચાહતો હતો, તે એ કે અક્ષમ્ય પાપ જેણે કર્યુ હોય તેને દેવ તરફથી ખ્રીસ્તની મારફતે લેશમાત્ર પણ ખરો આત્મિક દિલાસો મળી શકે કે કેમ. એનો ઘણો વિચાર કર્યાથી મને એવુ જણાયુ કે ના, મળી શકેજ નહિ, ને તેનાં કારણ નીચે મુજબ.

૨૨૧ પહેલુ કે જેઓએ એવુ પાપ કર્યુ હોય તેઓને ખ્રીસ્તના લોહીમા કઇ ભાગ છેજ નહિ, ને એમ છે તે માટે તેઓને જરાએ આશા તથા આત્મિક દિલાસાનુ ઠેકાણુ નથી, કેમકે આવા માણસને માટે "પાપને સારૂ બીજો યજ્ઞ રહેતો નથી" (હેબ. ૧૦; ૨૬, ૨૭).

બીજું કે જીવન સબધીના વચનમા તેઓનો કઇ લાગભાગ નથી. "તે તેને માફ નહિ કરાશે, આ યુગમા પણ નહિ ને આવનાર યુગમાં પણ નહિ" (માત્થી ૧૨, ૩૨).

• ત્રીજું કે દેવનો દીકરો તેમને લીધે પોતાના પવિત્ર પિતાની આગળ તેમજ આકાશમાંના દૂતોની આગળ સદા સુધી શરમાતા તેઓને વાસ્તે કઇ મધ્યસ્થી કરતો નથી (માર્ક ૮; ૩૮).

૨૨૨. આ વાતનો ધ્યાનપૂર્વક વિચાર કીધા પછી મારાથી દુષ્ટ પાપ થયા છતાં પ્રભુએ મને દિલાસો આપેલો છે એવુ માન્યા વગર હુ રહી શક્યો નહિ, ત્યારે જે બહુ ભયકર તથા ત્રાસદાયક શાસ્ત્રવાક્યથી હુ આટલા બધા વખતથી ઘણોજ બીતો આવ્યો છું, ને જેમના ઉપર નજર રાખવા મારી છાતી ભાગ્યેજ ચાલતી હતી, બલકે તેઓ બગલમા ના હોય એવી ઇચ્છાથી દૂર રહેવાને માટે મને સોએક વાર ઘણી મહેનત કરવી પડી, કેમકે હુ એવુ ધારતો હતો કે તેઓ મારો નાશ કરશે એવા વાક્યની પાસે જવા મારી છાતી હવે ચાલી શકે એમ છે એવુ મને લાગ્યુ હા, તેમની પાસે જઇને તેમને વાચવા ને તેમનો વિચાર કરવા ને તેમના ભાવાર્થનો તથા મતલબનો મનમા તોલ કરવા મને થોડુ ઘણુ ઉત્તેજન મળવા લાગ્યુ.

૨૨૩. અને હુ એ પ્રમાણે કરવા લાગ્યો ત્યારે તેઓ જુદા પ્રકારનાં જણાયાં કેમકે તેઓ અગાઉ જેવા ભયકર લાગતા હતાં તેવા તેઓ હવે દેખાયા નહોતા. પ્રથમ તો હુ હેબ્રીઓના પત્રના છઠ્ઠા અધ્યાયની પાસે ગયો ત્યારે તે મને મારશે એવી બીકથી મને ધ્રુજારી છુટી ખરી, છતા તેનો વિચાર કર્યાથી મને એવુ માલમ પડ્યુ કે તેમાં પતિત થવા વિષેની જે વાત આવે છે તે તો તદન પતિત થવા વિષેની છે, એટલે મારા સમજવા પ્રમાણે તે તો

ઇસુ ખ્રીસ્તને આસરે પાપની માફી વિષેની સુવાર્ત્તાથી પતિત થવુ ને તેનો પુરો ઇન્કાર કરવો એવી વાત છે, કારણ કે આવી વાતને આધારે પ્રરિત તો દલીલ ચલાવે છે (હેબ્રી. ૧; ૧–૪). પછી મને એવુ માલમ પડયુ કે, આ પતિત થવુ એટલે તો ઉઘાડી રીતે જગતના દેખતાં ખ્રીસ્તનુ પ્રગટ અપમાન કરવુ એ છે. ત્યાર પછી મને એવુ માલમ પડયુ કે આ ઠેકાણે જેઓની વાત આવે છે તેઓ તો અધાપાને તથા કઠણુતાને તથા અપશ્ચાત્તાપને અર્થે સદાને માટે દેવથી ઠરાવાએલા છે. "તેઓને પસ્તાવાને સારૂ ફરી નવા કરવા એ થઇ શકતું નથી." દેવના નામની સ્તુતિ સદા હો કે આવી રીતે મને એવુ માલમ પડયુ કે જે પાપની વાત આ ઠેકાણે આવે છે તેવુ મારૂ પાપ નહોતુ પહેલુ મેં કબુલ કીધુ કે હુ પતિત થયો છુ ખરો તો પણ ઇસુ પરના સદાકાળિક જીવનદાયક વિશ્વાસમાથી હુ તદન પતિત થયો છુ એમ નથી.

બીજુ, મેં કબુલ કીધુ કે મે પાપ કર્યાથી ઇસુ ખ્રીસ્તનુ અપમાન કીધુ હતુ ખરૂ છતા પણ ઉઘાડી રીતે તો નહિ, માણસોની આગળ મેં તેનો નકાર કીધો નહોતો તેમજ જગતની આગળ પણ મેં તેને નકામા સરખો ઠરાવ્યો નહોતો

ત્રીજુ, મને એવુ માલમ પડ્યું કે દેવે મને રોક્યો નહોતો તેમજ તેની પાસે આવવુ મને મુશ્કેલ લાગ્યુ ખરૂ છતાં દુખને તથા પસ્તાવાને દ્વારે દેવે મને આવવાની ના પાડી નહોતી એવુ પણ મારી જાણમા આવ્યુ. દેવની અશોધ્ય કૃપાને માટે તેને ધન્ય હોજો!

૨૨૪. પછી હેબ્રીઓને પત્રનો દસમો અધ્યાય ધ્યાનમાં લેતાં મને એવુ જણાયુ કે ત્યા જે જાણીજોઇને કરેલાં પાપની વાત આવે છે તે તો હરકોઇ પાપ સૂચવે છે એમ નથી, પણ ખ્રીસ્તને

ત્યાગીને તેની આજ્ઞાનો ભંગ કરવો એવું જે પાપ તેની વાત છે. બીજું, કે નિયમશાસ્ત્રમાની રીત મુજબ ( કલમ ૨૮ ) આવુ તો ઉઘાડી રીતે બે ત્રણ શાહેદોની આગળ થવુ જોઇએ. ત્રીજું, કે કૃપાના આત્માનું મોટું અપમાન કર્યા વિના, એટલે તે વિષેના નિષેધનો તેમજ તે નહિ કરવા વિષેના સુબોધનો અનાદર કર્યા વિના, આ પાપ તો કરી શકાય એમ નથી; પણ પ્રભુ જાણે છે કે જો કે મારૂં પાપ અતિ દુષ્ટ હતુ તોપણ ઉપર મુજબના જેવુ નહોતુ.

૨૨૫. વળી એસાવે પોતાનું જ્યેષ્ઠપણુ વેચી નાખ્યા વિષેની જે વાત હેબ્રીઓને પત્રમાંના બારમા અધ્યાયમા મળી આવે છે તે જો કે મારે માટે મરણકારક હતી ને જાણે ભાલાની પેઠે મારી વિરૂદ્ધ ઉભી થઇ હતી, તોપણ તેનો વિચાર કરતાં મને એવુ લાગ્યુ કે, પહેલુ, એસાવે જે વિચાર કીધો તે તો તેના મનના હમેશના વલણથી ઉલટો ને તરતનો હતો એમ નહિ, પણ જેને તેણે કબુલ રાખ્યો ને થોડું ઘણુ મનન કર્યા પછી જેનો તેણે અમલ પણ કર્યો એવો તે હતો (ઉત્પ ૨૫). બીજુ, કે પોતાના ભાઇની આગળ ને કદાપી બીજા ઘણાની આગળ પણ તેણે તે કામ જાહેર તથા ઉઘાડી રીતે કર્યું, કે જેને લીધે તેનુ પાપ તો વિશેષ ભુંડુ જણાય છે. ત્રીજુ, કે તેણે પોતાનુ જ્યેષ્ઠપણું હલકુ ગણવાનુ જારી રાખ્યુ; તેણે ખાધુ પીધુ ને ઉઠીને ચાલ્યો ગયો. એમ એસાવે પોતાનુ જ્યેષ્ઠપણુ હલકુ ગણ્યુ; હા, વીસ વરસ પછી પણ તે તેને હલકુ ગણુતો એવુ આપણે જોઇએ છીએ. "અને એસાવ બોલ્યો કે, મારા ભાઇ, મને બહુ છે, તારૂ જે છે તે તુ પોતેજ રાખ" ( ઉત્પ. ૩૩, ૯ ).

૨૨૬. હવે એસાવે પસ્તાવાનુ ઠેકાણુ શોધ્યુ એવી જે વાત આવે છે તે સબધી વિચાર કરતાં મને એવુ લાગ્યુ કે, પહેલુ, જ્યેષ્ઠ-

પણાને માટે તો નહિ પણ આશીર્વાદને માટે તેણે એ પ્રમાણે કીધુ. આવુ તો પ્રેરિતે લખેલી વાત ઉપરથી તેમજ એસાવની પોતાની કહેલી વાત ઉપરથી સ્પષ્ટ જણાય છે; "તેણે મારૂ જયેષ્ઠપણું લઇ લીધુ," એટલે અગાઉ, "ને હવે, જો, તેણે મારો આશીર્વાદ પણ લઇ લીધો છે" (ઉત્પ. ૨૭, ૩૬). બીજુ, કે આ પ્રમાણે તેનો અર્થ કર્યા પછી મેં પ્રેરિતની વાત તરફ ફરી લક્ષ લગાડ્યુ, એ સારૂ કે એસાવના પાપ વિષે નવા કરારની રીત તથા ભાવાર્થ મુજબ દેવના મનમાં શુ છે એ હુ જાણુ તેનો વિચાર કરતા મને એવુ લાગ્યુ કે દેવના મનમાં એમ છે કે જયેષ્ઠપણુ પુનર્જન્મ સુચવે છે ને આશીર્વાદ એટલે અનતકાળનો વારસો, કેમકે પ્રેરિત પોતે એમજ કહેતો જણાય છે "રખે એસાવ જેણે એક ભોજનને સારૂ પોતાનુ જયેષ્ઠપણુ વેચ્યુ તેના જેવો કોઇ ભ્રષ્ટ થાય," એટલે તે જાણે કે એવુ કહેતો હોય કે પોતાનો પુનર્જન્મ કરાવવાને અર્થે દેવની જે શ્રેષ્ઠ કૃપાની શરૂઆત હાલ તેના ઉપર થાય છે તે બધીને કોરે મૂકે એવો કોઇ થાય, રખે પછીથી એટલે જ્યારે તે આશીર્વાદનો વારસો ચાહે ત્યારે તે એસાવની પેઠે કબુલ ન કરાય.

૨૨૭. કેમકે ઘણા માણસ એવા હોય છે કે જે વાનાથી આકાશમા પ્રવેશ કરવાનો હક મળે છે તેમને કૃપા તથા દયાને દિવસે હલકા ગણ્યા છતા જ્યારે ન્યાયનો દહાડો આવશે ત્યારે તેઓ એસાવની પેઠે મોટેથી એવી હાક મારશે કે, "પ્રભુ, પ્રભુ, અમારે સારૂ ઉઘાડ," પણ તે વખતે જેમ ઇસ્હાકે પોતાનો વિચાર ફેરવ્યો નહિ તેમજ દેવ બાપ પણ વિચાર નહિ ફેરવતાં એવુ કહેશે કે, "મેં એઓને આશીર્વાદ દીધો છે ને એઓ આશીર્વાદિત થશે પણ ખરા;" પણ તેઓને તે કહેશે કે, "જાઓ, તમે તો ભુંડાઇ કરનારા છો" (ઉત્પ. ૨૭, ૩૨ લુક ૧૩, ૨૫-૨૭).

૨૨૮. આવા શાસ્ત્રવાક્યનો વિચાર આ પ્રમાણે કર્યાથી તેઓ બીજા વાક્યથી ઉલટા તો નહિ પણ તેમની સાથે મળતાં છે એવું મને માલમ પડ્યું ત્યારે એથી મને વધારે ઉત્તેજન તથા દિલાસો મળ્યા એટલુંજ નહિ, પણ મારા તારણની બાબતમાં પવિત્ર શાસ્ત્રમાંના વિવિધ વાક્ય પરસ્પર મળી શકતા નથી આવો જે વાંધો તેને મોટો ધક્કો લાગ્યો અને હવે તોફાનનો કેવળ પછવાડેનો ભાગ રહી ગયો હતો, કેમકે ગર્જના તો મારી આગળ ચાલી ગઇ હતી; માત્ર થોડા છાંટા હજી રહ્યા હતા કે જેઓ થોડે થોડે આતરે મારા પર ટપકતા હતા, પરંતુ મને અગાઉ લાગેલા ભય તથા દુ:ખ અતિશે ભારે હતા તેથી આગનો ડર જેઓને લાગેલો હોય તેઓને જેમ થાય છે તેમ મને પણ હજી ઘણીવાર થતુ. "આગ, આગ" એવુ બધા તો જાણે કે બોલતા હોય એમ મને લાગતુ ને હરેક સહેજ વાતથી મારૂ કોમળ અંત:કરણ દુ:ખિત થતુ.

૨૨૯ પણ એક દિવસ ખેતરમા ચાલતા મારૂ મન જરે-અસ્થિર હતુ, ને હજી બધુ ઠીક નથી એવો મને શક લાગ્યો ત્યારે આવુ વાક્ય એકાએક મારા મનમા આવ્યુ કે, "તારૂ ન્યાયી પણુ આકાશમા છે," ને તેની સાથે મને એવુ લાગ્યુ કે મેં મારા આત્માની આખે ઇસુ ખ્રીસ્તને દેવને જમણે હાથે બેઠેલો જોયો. હા, મારૂ ન્યાયીપણુ તો ત્યાજ હતુ કે જેને લીધે હુ ગમે ત્યા હોઉ અથવા તો હુ ગમે તે કરૂ તોપણ દેવથી મારે વિષે એવુ બોલી શકાય નહિ કે, "તે મારા ન્યાયીપણારહિત છે," કેમકે તે તો તેની પાસે હતુજ. વળી મને એવુ પણ જણાયુ કે મારી સારી મનોવૃત્તિથી મારૂ ન્યાયીપણુ વધારે સારૂ થાય છે એમ નથી, તેમજ મારી નઠારી મનોવૃત્તિથી મારૂ ન્યાયીપણુ વધારે ખરાબ થાય છે એમ પણ નથી, કેમકે ઇસુ ખ્રીસ્ત જે

ગઇ કાલે તથા આજે તથા સદાકાળ તેવો ને તેવોજ છે તેજ પોતે મારૂં ન્યાયીપણું છે. (હેબ. ૧૩; ૮).

૨૩૦. ત્યારે મારા પગો પરથી મારી સાંકળો પડી ગઇ; મારાં દુ:ખોમાંથી તથા બેડીઓમાંથી હુ છુટો થયો; મારા પરીક્ષણો પણ જતા રહ્યાં, કે જેથી કરીને તે વખતથી પેલાં દેવના ભયંકર શાસ્ત્રવાક્યોએ મને દુ:ખ દેવાનુ પડતુ મૂક્યુ. હવે દેવની કૃપાને તથા પ્રીતિને લીધે આનદ કરતા હુ ઘેર ગયો ને ઘેર પહોંચ્યા પછી "તારૂ ન્યાયીપણુ આકાશમાં છે" એ વાક્યની શોધ મેં કીધી છતા તે તો મને જડ્યુ નહિ. તે માટે મારૂ મન ફરી નિરાશામાં ડુબી જવા લાગ્યુ, એટલામાં ૧ કરી ૧, ૩૦ મા જે લખેલુ છે તે મને યાદ આવ્યુ કે, "ખ્રીસ્ત ઇસુ જે આપણને સારૂ દેવ પાસેથી જ્ઞાન તથા ન્યાયીપણુ તથા પવિત્રીકરણ તથા ઉદ્ધાર થયો" કે જે વચનને આધારે મજકુર વાક્ય મને ખરૂ માલમ પડ્યુ.

૨૩૧. કેમકે એ વાક્ય પરથી મને એવુ જણાયુ કે, ખ્રીસ્ત ઇસુ નામનો માણુસ શારીરિક રીતે આપણાથી જુદો છે ખરો છતા તે દેવની આગળ આપણુ ન્યાયીપણુ તથા પવિત્રીકરણ છે. તે માટે આ વાતને આધારે મેં ખ્રીસ્તને આસરે દેવની સાથેના સમાધાનમા કેટલોક વખત ઘણી મધૂર રીતે કહાડ્યો. અરે! ખ્રીસ્ત! ખ્રીસ્ત! હા, ખ્રીસ્ત શિવાય મારી નજરમા બીજુ કશુ નહોતુ. ખ્રીસ્તના વિવિધ કૃપાદાનો જેમકે તેનુ રક્ત, તેનુ દફન કે તેનુ પુનરૂત્થાન એઓને હુ હવે પૃથક પૃથક ધ્યાનમા લેતો કેવળ એમ નહિ, પણ અખંડ ખ્રીસ્ત તરીકે એટલે જેનામા મજકુર બધી વાત ઉપરાંત તેના બીજા ગુણો, સબધો, અધિકારો ને કૃત્યો મળતાં આવે એવો, ને વળી આકાશમા દેવને જમણે હાથે બેઠેલો એવો હું તેને ગણવા લાગ્યો.

૨૩૨. ખ્રીસ્તની ઉત્તમાવસ્થા ને તેની પાસેથી મળેલાં કૃપાદાનની લાયકી તથા સાર્થકતા એઓ તો મને વિશેષ શ્રેષ્ઠ જણાઇ, કારણ કે હવે હુ મારી નજર પોતાના ઉપરથી ઉઠાવી લઇને તેના ઉપર રાખી શકતો, ને એનુ પણ લેખવી શકતો કે શ્રીમત લોક પોતાનુ સોનુ પોતાને ઘેર પેટીમાં ભરી રાખીને જે ઘસાએલી બેઆની, પાવલી પોતાની થેલીમાં રાખે છે તેમના જેવા મને દેવ પાસેથી તરતનાં મળેલાં કૃપાદાન હતા. અરે, મેં જોયુ કે મારૂ સોનુ તો મારે ઘેર પેટીમાં, એટલે ખ્રીસ્ત મારા પ્રભુ તથા તારનારમાં હતુ. હવે ખ્રીસ્ત તો મારૂ સર્વસ્વ, મારૂ બધુ જ્ઞાન, મારૂ બધુ ન્યાયીપણુ, મારૂ બધુ પવિત્રીકરણ ને મારો બધો ઉદ્ધાર હતો.

૨૩૩. તે ઉપરાત દેવના દીકરાની સાથેની સયુક્તતા વિષેનો મર્મ પ્રભુએ મને શિખવ્યો, એટલે હુ સમજી ગયો કે હુ તેની સાથે જોડાએલો છુ, હુ તેના માસમાનુ માસ ને તેના હાડકામાનુ હાડકુ છુ. અને હવે એફે. ૫ ; ૩૦ માંની વાત તો મને મીઠી લાગી. વળી તેને લીધે ખ્રીસ્ત મારૂ ન્યાયીપણુ છે એવો જે મારો તેના ઉપરનો વિશ્વાસ તે તો વધારે દઢ થઇ ગયો, કારણ કે હુ તથા તે એક હોઇએ તો તેનુ ન્યાયીપણુ મારૂ છે, તેનુ પુણ્ય મારૂ છે, તેની જીત પણ મારી છે. હવે મને એવુ પણ લાગ્યુ કે હુ તો જાણે કે એકી વખતે આકાશમા તથા પૃથ્વી પર છુ, એટલે શારીરિક રીતે પૃથ્વી પર હોવા છતાં આકાશમા મારા ખ્રીસ્ત, મારા શીરપતિ, મારા ન્યાયીપણા તથા મારા જીવનની પાસે હુ છું.

૨૩૪. હવે મને એવુ જણાયુ કે ખ્રીસ્ત ઇસુ વિષે દેવનું જેવું માનવુ છે કે તે સામાન્ય કે સાર્વજનિક માણુસ છે, કે જેનામાં તેના પસદ કરેલાંઓનો આખો સમુદાય નિત્ય સમાએલો છે, ને જેની મારફતે આપણે તો નિયમશાસ્ત્રની વાતો પૂર્ણ કીધી

છે; મરણ પામેલા છીએ, મુએલાઓમાથી ઉઠેલા છીએ; પાપ, મરણ, શેતાન તથા નરક પર જય પામેલા છીએ, જ્યારે તે મુઓ ત્યારે આપણે પણ મુઆ, ને પુનરૂત્થાન વિષે પણ એમજ સમજવુ, તેવુજ આપણે પણ ખ્રીસ્ત વિષે માનવુ જોઇએ. "તારાં મરેલા જીવશે, મારા મુડદા ઉઠશે" એવુ તે બોલે છે (યશા. ૨૬, ૧૯). અને તે એવુ પણ કહે છે કે "બે દિવસ પછી તે આપણને સચેત કરશે, ત્રીજે દહાડે તે આપણને ઉઠાડશે ને આપણે તેની આગળ જીવીશુ" (હો. ૬; ૨). આ વાત તો હવે માણુસના દીકરાના આકાશમાંના રાજાધિરાજને જમણે હાથે બેસી જવાથી પૂર્ણ થઇ છે, જેમ એફે. ૨; ૬ મા લખેલુ છે તેમ કે "આપણુને સાથે ઉઠાડ્યા ને ખ્રીસ્ત ઇસુથી આકાશી જગ્યાઓમાં આપણુને તેની સાથે બેસાડ્યા."

૨૩૫. અરે આવા શ્રેષ્ઠ વિચારો તથા શાસ્ત્રવાક્યો તેમના જેવા બીજા ઘણા સુદ્ધા તે અરસામા મારી નજર આગળ ચમકી નીકળતા હતા કે જેને લીધે હુ એવુ બોલ્યા વગર રહી શકતો નથી કે, "યહોવાહની સ્તુતિ કરો! તેના પવિત્રસ્થાનમા દેવની સ્તુતિ કરો! આકાશ જે તેના પરાક્રમનો પ્રદેશ છે તેમા તેની સ્તુતિ કરો! તેના પરાક્રમી કૃત્યોને લીધે તેની સ્તુતિ કરો! તેના ઉત્તમ માહાત્મ્ય પ્રમાણે તેની સ્તુતિ કરો!" ગી. (૧૫૦; ૧, ૨.)

૨૩૬. મજકુર દુષ્ટ વિચારથી મને જે દોષ તથા ભય લાગ્યા તેને લીધે મારા મનમાં જે દુ ખ તથા પીડા થયા તેનુ ટુંક વિવેચન આ પ્રમાણે કરીને ને વળી તેમાથી મારો બચાવ થયા પછી મને જે મધૂર તથા ઉત્તમ દિલાસો પ્રાપ્ત થયો કે જે મને આસરે બાર માસ સુધી એવી રીતે મળતો રહ્યો, કે મને અનિર્વાચ્ય અજાયબી લાગી તેની કઇ હકીકત કરીને હુ હવે (દેવની મરજી હોય તો) આગળ વધ્યા પહેલાં તમને ટુંકામાં

કહી જણાવીશ, કે મારા સમજવા પ્રમાણે આ પરીક્ષણનુ શું કારણ હતુ ને તેથી આખરે મારા આત્માને શો લાભ મળ્યો તે પણ કહીશ.

૨૩૭ મારા સમજવા પ્રમાણે ઘણું કરીને બે કારણ હતાં; હા, મને આ દુ ખ થતુ હતુ એટલામાં પણ મને એવી પુરી ખાત્રી હતી કે એજ બે કારણ છે પહેલુ કારણ તે એ કે, અગાઉ થએલા પરીક્ષણમાંથી બચાવ પામ્યા પછી જે પરીક્ષણો થવાનાં હતાં તેમાંથી મને બચાવી રાખવાને માટે મેં હજી દેવની પ્રાર્થના કીધી નહિ તે; કેમકે આ પરીક્ષણ મારા ઉપર આવ્યા પહેલા હુ અંત:કરણપૂર્વક પ્રાર્થના કરતો હતો, છતાં હાલનાં દુ:ખ મટી જાય ને ખ્રીસ્તમા દેવની પ્રીતિ વધારે ને વધારે પ્રગટ થતી જાય એકલી એવી વાતને માટે અથવા તો મુખ્યત્વે કરીને એવી વાતને માટે હુ પ્રાર્થના કરતો હતો, કે જે વિષે મને પછીથી જણાયુ કે તે બસ નથી પણ જે દુ ખ આવવાનુ હતુ તેમાંથી મહાન દેવ મને બચાવી રાખે એવી પણ પ્રાર્થના મારે કરવી જોઇતી હતી.

૨૩૮. અને એવુ પણ પવિત્ર દાઉદની કરેલી પ્રાર્થના ઉપરથી મને ખાત્રીપૂર્વક લાગ્યુ. તેના ઉપર દેવની કૃપા હતી એટલામાં પણ તેણે પ્રાર્થના કીધી કે દેવ તેને આવનાર પાપમાંથી તથા પરીક્ષણમાંથી બચાવી રાખે; "ત્યારે હુ પૂર્ણ થઇશ ને મોટા ઉલ્લઘનથી નિરપરાધી થઇશ" એવુ તે કહે છે (ગી. ૧૯; ૧૩). આ મોટું પરીક્ષણ રહ્યુ તે બધો વખત એજ વચનથી મને વિશેષ દુ:ખ થયુ ને હુ દોષિત પણ ઠર્યો.

૨૩૯. વળી આ મારી ફરજ પડતી મુકવાની જે મૂર્ખાઇ મેં કીધી તેને માટે બીજા વચનથી પણ હુ ઘણો દોષિત ઠર્યો,

એટલે હેબ. ૪; ૧૬ માં જે લખેલુ છે તેથી, "એ માટે દયા પામવાને તથા યોગ્ય સમયે સહાયને સારૂ કૃપા પામવાને આપણે હિમ્મતથી કૃપાસનની પાસે આવીએ." આવુ મેં કીધુ નહોતું તેથી હુ પાપમાં પડ્યો ને પતિત પણ થયો, જેમ લખ્યુ છે તેમ કે "પ્રાર્થના કરો કે તમે પરીક્ષણમા નહિ આવો" અને ખરેખર એજ વાત તો મને આજ દીન સુધી પણ એટલી ભારે ને ધાસ્તીભરેલી લાગે છે કે, જ્યારે જ્યારે હુ પ્રભુની હજુરમાં આવુ છુ ત્યારે ત્યારે આવનાર પરીક્ષણોની સામે થવાને હુ તેની પાસેથી સહાય તથા કૃપા નહિ માગું ત્યા સુધી પ્રાર્થનામાંથી ઉઠવાની મારી હિમ્મત ચાલતી નથી અને હે વાચનાર, હુ તને વિનતી કરૂ છુ કે, આને લીધે દિવસો ને માસો ને વરસો સુધી મને જે દુ:ખો તથા પીડાઓ થયા તે પરથી તુ મારા જેવી ગફલતથી દૂર રહેતા શીખ.

૨૪૦ આ પરીક્ષણનુ બીજુ કારણ તે એ હતુ કે મેં દેવની પરીક્ષા કીધી હતી, ને તે એ પ્રમાણે કે એક વખત મારી વહુ બેજીવવાળી હતી ને તેનો પુરો વખત થયા પહેલાં પ્રસવવેદનાવાળીની પેઠે તેના ઉપર અતિ ભારે વેદના આવી પડી, એટલે સુધી કે પ્રસવવેદના ભોગવીને જાણે કે તરતજ તેની કસુવાવડ થવાની હોય એવુ હતુ; એવામાંજ દેવના અસ્તિત્ત્વ વિષે મનમાં શક લાવવા હું લલચાયો તે માટે મારી વહુ રડતી રડતી પાસે પડેલી હતી ત્યારે હુ બનતી ગુપ્તતાથી મારા મનમાં વિચાર કરતાં એ પ્રમાણે બોલ્યો કે, "પ્રભુ, જો તુ હમણાં આ ભારે દુ:ખ મારી વહુથી દૂર કરે ને તેથી તેને આજ રાત્રે ફરી પીડિત થવા ન દે (અને તેજ વખતે તેને પ્રસવવેદના તો થતી હતી), તો તેથી મને ખાત્રી થશે કે મનના સૌથી ગુહ્ય વિચાર જાણુવાને માટે તુ શક્તિવાન છે."

૨૪૧. એ પ્રમાણે હુ મારા મનમાં બોલ્યો કે તરત તેની વેદના દૂર થઇ ગઇ ને તેને ભારે ઉંઘ આવી, ને તે ઉંઘમાં ને ઉંઘમા સવાર સુધી રહી. એની મને બરાબર સમજ નહિ પડવાથી હુ ઘણો અચરત થયો, પણ જરા લાંબા વખત સુધી જાગતો રહ્યા બાદ મેં જાણ્યુ કે તે રડતી બધ થઇ ત્યારે હુ પણ ઉંઘી ગયો સવારે જ્યારે હુ જાગી ઉઠયો ત્યારે આગલી રાત્રે મારા મનમા હુ જે બોલ્યો હતો તે, ને પ્રભુ મારા ગુહ્ય વિચાર જાણે છે એવુ તેણે મને કેવી રીતે દેખાડ્યુ હતુ તે પણ મને યાદ આવ્યુ કે જેથી કરીને કેટલાએક અઠવાડિયા સુધી મને ઘણો અચબો લાગ્યો.

૨૪૨ વારૂ, દોઢેક વરસ પછી ખ્રીસ્ત ચાલ્યો જાય તો ભલે એવો જે દુષ્ટ પાપે ભરેલો વિચાર કે જે વિષે હુ કહી ગયો છું, તે ફરી મારા દુષ્ટ હૃદયમા આવ્યો માટે જ્યારે હુ આવા પાપમા પડ્યો ત્યારે “દેવ મનના સોથી ગુહ્ય વિચાર જાણે છે એવુ હવે તને માલમ છે” એવો સામો જવાબ કે જેમા ઠપકો પણ સમાએલો હતો તે સહિત મારો બીજો વિચાર ને તેથી થએલી અસર એઓ તો મને યાદ આવ્યા.

૨૪૩. ત્યારે પ્રભુની તથા તેના સેવક ગિદઓન વિષેની વાત મારા મનમાં આવી, એટલે દેવના વચન પર વિશ્વાસ રાખીને છાતી ચલાવવી જોઇતી હતી તે વખતે ભીના ને સુકા ઉનની બાબતમા ગિદઓને દેવની પરીક્ષા કીધી તે માટે ત્યાર પછી તેનુ પારખુ કરી જોવાને અર્થે દેખીતી રીતે તેને કઇ ટેકો કે મદદ મળી શકે એમ નહોતુ, એવામાં પ્રભુએ તેને અસખ્ય શત્રુઓની વિરૂદ્ધ મોકલ્યો ( ન્યા. ૬ ; ૭ ). તેજ પ્રમાણે તે મારી સાથે પણ વર્ત્યો ને તેમાં તેણે વાજબી કર્યું, કારણ કે મારે તો તેના વચન પર વિશ્વાસ કરવો જોઇતો હતો ને દેવની સર્વજ્ઞતા વિષે કઇ પણ શક રાખવો જોઇતો નહોતો.

૨૪૪. અને હવે મને આ પરીક્ષણુથી થતા કેટલાએક લાભ હુ તમને કહી દેખાડવા માગું છું. જેમકે પહેલો એકે તે વડે દેવના આશીર્વાદ તથા મહિમા વિષેની ને તેના વહાલા પુત્ર વિષેની ઘણી આશ્ચર્યકારક સમજ મારા મનમા જાથુ મળતી રહી. આગલા પરીક્ષણુની વખતે અવિશ્વાસ, દુર્ભાષણ, મનની કઠણુતા, દેવનું અસ્તિત્વ, ખ્રીસ્ત, શાસ્ત્રની સત્યતા, આવનાર યુગની નિશ્ચયતા એવી એવી બાબતો વિષે મારૂ મન ગુંચવણુમા પડતુ હતુ, એટલે તે વખતે નાસ્તિકપણુ મારા ઉપર ઘણા હુમલા કરીને મને પીડા દેતુ હતુ, પણ હવે વાત તો જુદીજ હતી. એટલે દિલાસાદાયક રીતે તો નહિ પણ અતિશે ભય તથા ત્રાસદાયક રીતે દેવ તથા ખ્રીસ્ત મારી નજર આગળ નિત્ય ઉભેલા જણાતા. દેવની પવિત્રાઇનો મહિમા આ સમયે મને ચુરેચુરા કરી નાખતો, જાણે કે રીબાવવાના ચક્ર પર, તેમ ખ્રીસ્તની કરૂણા તથા દયા મને કકડે કકડા કરી નાખતી, કારણુ કે ગુમ થએલા તથા નકારાએલા ખ્રીસ્ત શિવાય હુ તેને બીજી કોઇપણુ રીતે લેખવી શકતો નહોતો કે જેનુ સ્મરણુ કરવાથી મારાં હાડકા તો જાણે કે ભગ થયા કરતા હતા

૨૪૫ પવિત્ર શાસ્ત્રમાના વચનો પણુ મને આશ્ચર્યકારક લાગતાં હતાં, તેમની સાચાઇ તથા સત્યતા એઓ તો આકાશમાના રાજ્યની કુચી છે એવુ મને જણાયુ, એટલે જેઓની તરફેણમાં પવિત્ર શાસ્ત્ર હોય તેઓ તો પરમસુખના વારસ થવાનાજ, પણુ પવિત્ર શાસ્ત્ર જેઓની વિરૂદ્ધ થઇને તેમને દોષિત ઠરાવે તેઓ તો સદાકાળિક નાશ પામવાનાજ છે. અરે! "શાસ્ત્રનુ વચન જુઠુ પડવાનુ નથી;" ને વળી "જેઓનાં પાપ તમે માફ કરો છો, તેઓનાં માફ કરાય છે, ને જેઆનાં પાપ તમે રાખો છો, તેઓનાં રખાય છે," આ બે વચનો મારા હૃદયના

અતરપડને ભેદી નાખતા હતાં. હવે પ્રેરિતો તો આશ્રયનગરના વડીલો છે એવુ મને માલમ પડયુ (યહો. ૨૦, ૪). જેઓને એઓ પેસવા દે તેઓ તો બચી જવાના, પણ જેઓને એઓ બહાર રાખે તેઓ તો ખૂનનુ વેર લેનારાથી માર્યા જવાના છે.

૨૪૬. અરે! જે વાક્યો વિષે હુ કોઇ વખત એવુ ધારતો હતો કે તેઓ સૌ મારી વિરૂદ્ધમા છે, તેઓમાનુ હરકોઇ વાક્ય તો ચાળીસ હજાર માણસનુ લશ્કર મારી સામુ આવે તે કરતાં મારા મનને વધારે ભયકારક તથા દુ ખકારક લાગતુ. જે કોઇની વિરૂદ્ધ પવિત્રશાસ્ત્ર હોય તેને અફસોસ!

૨૪૭ આ પરીક્ષણ થયાથી મને શાસ્ત્રમાંના વચનો વિષે અગાઉના કરતા વધારે સમજણ પ્રાપ્ત થઇ, કારણ કે હુ તો હવે દેવના પરાક્રમી હાથ તળે ધ્રુજતો પડી રહેતો, ને તેના ન્યાય-ગુણની ગર્જના મને નિત્ય ફાડી તથા ભેદી નાખતી, કે જેને લીધે સાવધ મનથી ને બારીક નજરથી હુ ઘણા ભયસહિત દરેક પાનુ ફેરવતો, ને ઘણી મહેનતથી તથા ધ્રુજારીથી હુ તો દરેક વાક્યનો તેની મતલબ તથા ભાવાર્થ સુદ્ધા વિચાર કરવા લાગ્યો.

૨૪૮ વળી મનમા આવેલુ કોઇ પણ વચન પડતુ મેલવાની મારી આગળની મૂર્ખાઇભરેલી રીત હતી તે આ પરીક્ષણથી હુ ઘણે ભાગે છોડી દેવા લાગ્યો, કેમકે અગાઉના જેટલો દિલાસો તથા મિઠાસ હુ વચનમાથી મેળવી શકતો નહોતો, છતાં પણ મારી નજરમા જે કઇ આવે તેને હુ ડુબતા માણસની માફક ઝાલવાનુ કરતો વચનથી મને કઇ દિલાસો મળી શકે નહિ તો મારે તેને કામમાં લેવુજ નહિ એવુ હુ આગળ સમજતો હતો, પણ હવે એમ બની શકેજ નહિ, એ માટે કે ખૂનનુ વેર લેનાર તદન નજીક આવી પહોંચ્યો હતો.

૨૪૯. એ માટે જે કઇ વચન વિષે મને શક લાગતો કે તેના પર મને કઇ હક નહિ હશે, તે ને તેજ વચન હુ હવે ઘણી ખુશીથી ઝાલવાનુ કરતો; બલકે જે કઇ વચન વિષે મને શક લાગતો કે તે મારી વિરૂદ્ધજ હશે તેનીજ ગોદમા હુ કુદી પડવાનુ કરતો અને વળી દેવે વચન લખાવેલુ છે તેજ પ્રમાણે તેના એકે અક્ષરનો ભાવાર્થ મરડ્યા વિના હુ હવે તેને સમજવાનુ કરતો. અરે! યો. ૬; ૩૭ મા જે શ્રેષ્ઠ વચન મળી આવે છે કે, "જે મારી પાસે આવે છે તેને હુ કાઢી નહિજ મુકીશ" તેમાં મેં હવે કેટલુ બધુ જોયુ! હવે હુ મનમા એવો વિચાર કરવા લાગ્યો કે પ્રભુના વચન એટલા બધા ઉંડા છે કે, મારી સમજશક્તિ ત્યા સુધી પહોચી શકે નહિ. અને મે એવુ પણ વિચાર્યું કે, દેવ પોતાના વચન ઉતાવળમા કે વગર વિચાર્યા જુસ્સામા તો નહિ પણ અપાર બુદ્ધિથી તથા જ્ઞાનથી ને સત્યથી તથા વિશ્વાસુપણાથી બોલે છે ( ૨ શમૂ. ૭, ૨૮ ).

૨૫૦. જેમ ઘોડાઓ કાદવમાં કળી પડ્યા હોય ત્યારે કઠણ જમીન પર ચઢવા સારૂ તરફડિયાં મારે છે તેમ તે અરસામા ભારેમાં ભારે દુઃખ થતામા હુ ઘણી વાર વચન ભણી તરફડિયા મારતો, ને બીકને લીધે લગભગ બેભાન થયા છતા હુ એવુ સમજતો કે, આ વચન પર હુ આધાર રાખી બેસીશ ને તેને પુરૂં કરવાની બાબત તેના આપનાર આકાશમાના દેવના હાથમા સોપી દઇશ. અરે! પેલા શ્રેષ્ઠ યોહાનના છઠ્ઠા અધ્યાય વિષે મારા હદયે શેતાનની સાથે ઘણી ખેચતાણ કરેલી છે. અગાઉની પેઠે મેં તો હવે મુખ્યત્વે કરીને દિલાસાની શોધ કીધી નહિ; અગર જો તે મને ઘણો સુખદ લાગત પણ જેના પર થાકેલો જીવ અઢેલીને સદાને માટે ડુબી નહિ જાય એવા માત્ર એક વચનની હુ હવે શોધ કરતો હતો.

૨૫૧. વળી હું એવા વચન તરફ દોડતો હતો ત્યારે પ્રભુ તો જાણે કે મારા આત્માનો સદાને માટે ઇન્કાર કરે એવુ મે ઘણીવાર જોયુ. હુ તો જાણે કે ભાલા પર ધસી પડતો હોઉં ને મને પોતાથી દૂર રાખવાને માટે પ્રભુએ મને તલવાર મારવાનુ કર્યું હોય એવુ મને વારવાર લાગતુ. એવામા એસ્તેર કે જે નિયમ વિરૂદ્ધ રાજાની પાસે અરજી કરવા ગઇ તેનો વિચાર હુ કરતો (એસ્તે ૪; ૧૬). વળી બેન-હદાદના ચાકરો કે જેઓ પોતાને ગળે દોરડા વિંટાળીને દયાને માટે પોતાના શત્રુઓની પાસે ગયા તેમનો પણ વિચાર મને આવતો (૧ રા. ૨૦; ૩૧). વળી કનાની બાયડી કે જેને ખ્રીસ્તે કુતરી કહી છતા પણ તે નાહિમ્મત થઇ નહિ તેની (મા. ૧૫; ૨૨), ને જે માણુસ રોટલી ઉછીની લેવા સારૂ મધરાતે ગયો તેની વાતથી મને ઘણું ઉત્તેજન મળ્યુ (લુક ૧૧; ૫-૮).

૨૫૨. આ પરીક્ષણ થયા પછી કૃપાનાં તથા પ્રીતિનાં તથા દયાનાં જે ઉંચાણ તથા ઉંડાણ મારા જોવામાં આવ્યાં તે મેં અગાઉ કદી જોયાં નહોતાં; મોટાં પાપ પછી મોટી કૃપા થાય છે તે પ્રમાણે, અને જ્યાં દોષ અતિ ભારે તથા ભયકર હોય ત્યાં ખ્રીસ્તમાં દેવની જે દયા આત્માને મળે તે તો વિશેષ ઉંચી તથા મોટી જણાય છે. જ્યારે અયૂબ દુર્દશામાંથી છુટો થયો ત્યારે તેની પાસે આગળ હતું તે કરતા તેને બમણુ મળ્યુ (અયૂ. ૪૨; ૧૦) ઇસુ ખ્રીસ્ત આપણા પ્રભુને લીધે દેવને ધન્ય હોજો! બીજી ઘણી વાતો હું હ્યા કહી શકુ તોપણ મારે ટુંકામાં લખવુ છે તે માટે હુ તેમને અત્યારે પડતી મુકીને દેવની એવી પ્રાર્થના કરૂ છું કે, બીજા માણુસ મારા દુઃખથી ચેતી જઇને પાપમાં ન પડે રખેને મારી પેઠે તેઓને પણ લોઢાની ઝુસરી ઉપાડવી પડે.

' આ પરીક્ષણમાંથી મારો છુટકારો થવાના અરસામાં દેવની કૃપા વિષેના એવા વિચિત્ર વિચાર મને બે ત્રણ વાર થયા કે તેમને હુ મહા મહેનતે સહન કરી શક્યો તેની કૃપા મારા સુધી પહોચી શકે છે એવો જ્યારે મને વિચાર થયો ત્યારે મને બેહદ અચબો લાગ્યો, એટલે સુધી કે, મને એવુ લાગે છે કે તેનો આવો વિચાર લાબા વખત સુધી ચાલુ રહ્યો હોત તો કામ ધધો કરવાને હુ તો કમજોર થઇ જાત

૨૫૩ હવે બીજા કેટલાએક પ્રસગે પ્રભુ મારી સાથે કેવી રીતે વર્ત્યો ને તેની સાથે મને કેવા પરીક્ષણો થયા તેનુ વિવેચન મારે તમને કરી આપવાનુ છે બેડફોર્ડમા દેવભક્તોની સાથે હુ સમાગમ રાખવા લાગ્યો તે વખતે મને જે થયુ તે હુ શરૂઆતમા કહીશ તેઓની સાથે ખ્રીસ્તના ધોરણ તથા વિધિ પ્રમાણે મારે પણ ચાલવુ છે એવુ મડળીને જણાવ્યા બાદ મને તેમા દાખલ કરવામા આવ્યો, અને ખ્રીસ્તનો સુખદ સસ્કાર કે જે તેના મરવા અગાઉ તેના શિષ્યોની સાથે તેનુ છેલ્લુ વાળુ હતુ તેનો વિચાર હુ કરતો હતો, ત્યારે "મારી યાદગિરીમા આ કરો" (લુ ૨૨, ૧૯) આવુ જે વાક્ય તે તો મને ઘણુ મૂલ્યવાન લાગ્યુ, કારણ કે તેનુ મરણ મારાં પાપને લીધે થયુ એવુ પ્રભુએ તે વાક્ય વડે મને બતાવ્યુ, અને તેણે તો જાણે કે તેથી ઉપજેલો લાભ મને પમાડ્યો હોય એવુ મને તે વખતે લાગ્યુ પણ જુઓ, હુ કાઇ લાબી મુદત સુધી એ સ્સ્કારમા ભાગ લેનાર નહોતો, એટલામાં તેનુ ભુડુ બોલવાને ને તેને પાળનારા સબધી કઇ દુષ્ટ ઇચ્છા કરવાને માટે મને એટલાં બધાં ભયકર તથા દુ ખદ પરીક્ષણો નિત્ય થયા, કે આવા દુષ્ટ તથા ભયાનક વિચારોને સમ્મતિ આપવાનો દોષ મારે માથે નહિ પડે માટે દેવ મને આવા દુર્ભાષણથી દૂર રાખે એવી પ્રાર્થના કર્યા વગર ને મુખથી તે મુખ સુધી ફરતાં રોટલી

તથા વાટકાને દેવ આશીર્વાદ આપે એવી આજીજી કર્યા વિના હું તે બધો વખત રહી શક્યો નહિ. આવુ પરીક્ષણ મને થયુ તેનુ કારણ મને પાછળથી એવુ જણાયુ કે એ સસ્કાર પાળવાને માટે હુ પહેલી વાર જ્યારે બેઠો ત્યારે જોઇએ તેવો પૂજ્ય ભાવ મારામાં નહોતો.

૨૫૪. પોણા વરસ સુધી એ પ્રમાણે ચાલુ રહ્યુ, અને મને કઇ આરામ કે ચેન કદી પડયુ નહિ. પણ આખરે જે શાસ્ત્રવાક્ય મારા આત્માને અગાઉ પ્રાપ્ત થયુ હતુ તે ને તેજ વાક્યદ્વારે પ્રભુએ મારા આત્માની સાથે મુલાકાત લીધી. ત્યાર પછી તે શ્રેષ્ઠ સસ્કાર પાળવાથી હુ ઘણુ કરીને બહુ સુખ તથા દિલાસો પામતો આવ્યો છુ અને વળી મને એમ લાગે છે કે તેથી કરીને મને પ્રભુના શરીરના ભેદની સમજણ પડી, એટલે તેનુ શરીર મારા પાપને લીધે ભગાયુ ને તેનુ અમૂલ્ય રક્ત મારા ઉલ્લઘનને લીધે વહેવડાયુ એવુ હુ સમજ્યો.

૨૫૫. એક વખત મને કઇક ક્ષયરોગ જેવુ થવા લાગ્યુ કે જે વસતઋતુના અરસામા એકદમ જોરભેર મારા ઉપર આવ્યુ, તેથી કરીને મારૂ શરીર બહુ નબળુ થઇ ગયુ, એટલે સુધી કે મને બચવાની આશા નહોતી. ત્યારે ભવિષ્યમા મારી શી સ્થિતિ થવાની છે તેની તથા સુખદ સ્વર્ગ પર મારો શો હક છે તેની શાબિતીની ધ્યાનપૂર્વક તપાસ હુ ફરીથી કરવા મડયો; કારણ કે દેવના નામને ધન્ય હોજો કે નિત્ય, પણ વિશેષે કરીને દુ ખને સમયે મારો હમેશનો રિવાજ એવો છે કે, આવનાર જીવનમાં મારો જે ભાગ છે તે પર પુરતુ ધ્યાન આપવુ.

૨૫૬. પણ મારા આત્મા ઉપર દેવની અગાઉ થયલી મહેરબાનીનું સ્મરણ હુ કરવા લાગ્યો કે તરત મારા અસખ્ય પાપ

તથા ઉલ્લંઘન ટોળેટોળાં વળીને મારા મનમાં આવ્યાં. તે વખતે તેઓમાંનાં જે પાપ મને વિશેષ દુઃખકારક લાગ્યાં તે એ કે, ધર્મ સબધીના કર્ત્તવ્યમાં મારૂ મદપણુ તથા જડપણુ તથા ટાઢાપણુ, મારા મનનુ ભટકવુ, સર્વ સારી બાબતમાં મારૂં કાયરપણુ, દેવ પર ને તેની વાત તથા ભક્તો પર મારી અપ્રીતિ, અને એ સર્વ ઉપરાત એવુ પણ આખરે મારા મનમા આવ્યુ કે, ખ્રીસ્તી ધર્મના ફળ એઓજ છે શુ ? સુખી માણસના લક્ષણ એઓ છે શુ ?

૨૫૭. આવી વાતોના વિચારથી મારો મદવાડ બમણો ભારે થઇ ગયો, કારણુ કે હુ હવે માહેના માણુસપણામા માદો હતો ને મારો આત્મા દોષથી ભરેલો હતો, અને વળી દેવની મહેરબાનીનો મને જે અનુભવ થયો હતો તે મારા મનમાથી છેક જતો રહ્યો ને જાણે કે કદી થઇ ન હોય અથવા તો જણાઇ નહિ હોય એવી રીતે તેની મહેરબાની અલોપ થઇ ગઇ હવે મારે તો જીવતા રહેવુજ નહિ ને મરવા મારી છાતી ચાલે નહિ, આ બે વાતની વચ્ચે મારૂ મન ઘણુ સકડાઇ ગયુ, કે જેને લીધે હુ મનમા ઘણો આરાભગ થઇ ગયો ને બધી આશા છોડી દેવાનો હતો, પણ અતિ દુર્દશા પામેલા માણુસની પેઠે હુ ઘરમાં આમતેમ ફરતો હતો ત્યારે દેવનુ એવુ વચન મારા મનમા આવ્યુ કે, "ઇસુ ખ્રીસ્તથી જે ઉદ્ધાર છે, તેની મારફતે [દેવની] કૃપાએ તઓ મફત ન્યાયી ગણાએ છે" (રૂ. ૩, ૨૪). અરે! તેથી કરીને મારામાં કેટલો બધો ફેરફાર થઇ ગયો.

૨૫૮. દુખદાયક સ્વપ્નમાથી કોઇ જાગી ઉઠયો હોય તેના જેવો હુ હવે થઇ ગયો, ને મજકુર સર્વોત્તમ વાક્યને કાન દેતાં મેં જાણે કે તેનો આવો ખુલાસો સાંભળ્યો કે, "હે પાપી, તું એવુ ધારે છે કે તારાં પાપ ને તારી અબળતાને લીધે હું તારો

આત્મા તારી શકતો નથી; પણ, જો, મારો પુત્ર મારી પડખે છે ને તારા પર તો નહિ પણ તેના પર હુ નજર રાખુ છુ, ને એના ઉપર મારી જે પ્રસન્નતા તે પ્રમાણે હુ તારી સાથે વર્તીશ.'' તે પરથી હુ મારા મનમા ઘણો ખુશી થયો ને એવુ પણ સમજી શક્યો કે પાપી માણસને ન્યાયી ઠરાવવા દેવ હમેશા શક્તિવાન છે; જો તે કેવળ ખ્રીસ્ત પર નજર કરીને ખ્રીસ્તના કૃપાદાન આપણા લેખામા ગણે તો બસ.

૨૫૯ હુ તે વિષેનુ મનન કરતો હતો એવામાં આ શાસ્ત્રવાક્ય ઘણા પરાક્રમ સહિત મારા મનમા આવ્યુ કે, "આપણા પોતાના કરેલા ન્યાયીપણાના કામોથી નહિ, પણ તેની દયા પ્રમાણે તેણે આપણને તાર્યા છે" વિગેરે (૨ તીમો. ૧, ૯ તી. ૩, ૫). હવે, હુ ઉચો કરાયો, હુ તો જાણે કે કૃપા તથા દયાની ગોદમાં આવી પહોચ્યો હોઉ એવુ મને લાગ્યુ, અને અગાઉ મરણકાળ વિષેનો વિચાર કરવાથી હુ બીનો હતો તોપણ હવે મેં પોકાર કીધો કે "મને મરવા દો" હવે મરણ તો મને સુદર તથા શોભાયમાન લાગ્યુ, કારણ કે મને એવુ જણાયુ કે આપણે પરલોકમા જઇ પહોચીએ નહિ ત્યા સુધી આપણે ખરેખરી રીતે જીવન ભોગવી શકતા નથી. અરે! મને એવુ પણ લાગ્યુ કે આવનાર જીદગીની સાથે સરખાવતા હાલની જીદગી તો કેવળ ઉંઘરૂપ છે વળી તે વખતે "દેવના વારસ" (રૂમી ૮, ૧૭) આ શબ્દોમા મેં આટલો બધો અર્થ સમાએલો જોયો કે આ લોકમા હુ રહુ ત્યાં સુધી તેનુ પુરૂ વિવેચન મારાથી થઇ શકે એમ નથી "દેવના વારસ"! એટલે દેવ પોતે તો ભક્તોનો વારસો છે, એવુ જોઇને હુ અચરત થયો તોપણ મારા જોવામા શુ આવ્યુ તે કહેવાને હું અશક્ત છું.

૨૬૦. વળી બીજે વખતે હુ બહુ માંદો તથા નબળો હતો ને તે બધો વખત પરીક્ષક મને બહુ મુઝાવ્યો, (કેમકે મને એવુ

માલમ છે કે તે માણસના આત્મા ઉપર હુમલા કર્યા કરે છે ને આત્માનો અનતકાળ પાસે આવતો જાય છે તેમ તેમ તેને વિશેષ સ્તાવે છે), એટલે મને અગાઉ થએલો દેવની મહેરબાનીનો અનુભવ મારી નજર આગળથી દૂર કરવા તેણે મહેનત કીધી, ને વળી મરણના ત્રાસ તથા દેવનો ન્યાયકાળ તેણે મારી આગળ એવી રીતે રજુ કીધા કે અત્યારે મારૂ મોત આવે ને હુ સદાકાળિક નાશમા જાઉ એવી બીક લાગવાના કારણથી હુ તો મોતના સમય અગાઉ મરી ગએલા જેવો થઇ ગયો, ને હુ તો જાણે કે તરતજ ખાડામા ઉતરી જતો હોઉં એવુ મને તે વખતે લાગ્યુ, અને હુ એવુ પણ બોલ્યો કે કઇ છુટકો નથી, મારે જરૂર નરકમા જવાનુ છે પણ જુઓ, મને આવી બીક લાગતી હતી એટલામા દૂત લાજરસને ઇબ્રાહીમની ગોદમા લઇ ગયો તે વિષેની વાત એકાએક મારા મનમા આવી, એટલે કોઇએ જાણે કે મને એવુ કહ્યુ હોય કે તુ આ દુનિયા છોડીને જઇશ ત્યારે તને પણ એમજ થશે. તેથી મારા મનને સારૂ ઉત્તેજન મળ્યુ ને દેવ પર આશા રાખવાને મને મદદ પ્રાપ્ત થઇ, તેનો કઇક વખત સુધી વિચાર કરતા કરતા હુ દિલાસો પામ્યો ત્યારે આવુ વચન બહુ જોરભેર મારા મનમા આવ્યુ કે, "અરે મરણ, તારો જય ક્યા ? અરે મરણ, તારો ડખ ક્યા ?" (૧ કરી ૧૫; ૫૫), કે જેને લીધે હુ મનમા તથા શરીરમા તરત સાજો થયો, એટલે મારો મદવાડ એકદમ જતો રહ્યો ને દેવની સેવા કરવામા હુ ફરીથી આનદભેર કામે વળગ્યો.

૨૬૧ બીજી વખતે, જોકે મને સારૂ હતુ ને હુ મનમા જરા ખુશ હતો તોપણ અધકારની મેઘઘટા એકાએક મારા પર આવી પડી કે જેથી કરીને દેવ તથા ખ્રીસ્ત વિષેની વાતો એવી રીતે ઢકાઇ ગઇ કે તેઓ જાણે કે મારા જોવામા કે જાણવામા કદી આવેલી ના હોય એવુ મને લાગ્યુ; ને વળી મારૂ મન તો એટલું

બધુ જડ તથા નિસ્તેજ થઇ ગયુ કે ખ્રીસ્તમા જે કૃપા તથા જીવન તે મેળવવા સારૂ મારો આત્મા કઇ મહેનત કરે છે એવું મને લાગ્યુ નહિ. જાણે કે મારી કમર તુટી ગઇ હોય અથવા તો મારા હાથ પગ સાકળોએ બાંધેલા હોય એવુ મને લાગ્યુ. અને વળી એજ વખતે મારૂ શરીર જરા નબળુ પડી ગયુ કે જેથી કરીને મજકુર દુ:ખ મને વિશેષ ભારે તથા અસહ્ય લાગ્યુ.

૨૬૨ આવી સ્થિતિમા હુ ત્રણ ચાર દિવસ રહ્યો હતો ત્યારે હુ ચુલાની પાસે બેઠો હતો, એટલામા એવુ વચન મારા મનમાં એકાએક આવ્યુ કે, "મારે ઇસુની પાસે જવુ જોઇએ." તેને લીધે મારા અગાઉના અધારૂ તથા નાસ્તિકપણુ જતા રહ્યા અને આકાશમાની સુખદ વાતો મારી નજરે પડી આવી રીતે મને એકાએક અચબો લાગ્યો ત્યારે મારી વહુને મેં એવુ કહ્યુ કે, "મારે ઇસુની પાસે જવુ જોઇએ" એવુ કઇ વાક્ય શાસ્ત્રમા છે કે? તેણે કહ્યુ કે, મને કઇ ખબર નથી. તે માટે આવુ કઇ વાક્ય મને યાદ આવે કે નહિ એ જોવાને હુ વિચારમા બેઠો. હુ એ ત્રણ મિનિટથી વધારે વખત બેઠો નહોતો એટલામાંજ "ને હજારો હજાર દૂતોની પાસે" એ વાક્ય એકદમ મારા મનમાં આવ્યુ ને તેની સાથે હેબ્રીઓને પત્રમાંના બારમા અધ્યાયમાં સિયોન પહાડ વિષેની જે વાત છે તે પણ મારા ધ્યાનમાં આવી (હેબ્રી. ૧૨; ૨૨-૨૪).

૨૬૩. ત્યારે હરખ કરતાં મેં મારી વહુને કહ્યુ કે, અરે! હવે મને ખબર પડી છે, ખબર પડી છે. તે રાત તો મને બહુ સારી લાગી, એવી સારી રાત તો ભાગ્યેજ મેં ગાળી હશે દેવ ભક્તોને મળવાની મને ઘણી ઇચ્છા થઇ, એ સારૂ કે દેવે મને જે દેખાડયુ હતુ તે હુ તેઓને પણ કહી બતાવુ. તે રાત્રે ખ્રીસ્ત તો મારા મનને બહુ મૂલ્યવાન લાગ્યો; હા, ખ્રીસ્તમાં મને એટલી

બધી શાંતિ તથા વિજયાનંદ થયો કે હુ ઘણી મુશ્કેલીથી બિછાનામા પડી રહી શક્યો. આવી આનંદમય લાગણી સવાર સુધી પણ ન રહી છતા હેબ્રી ૧૨; ૨૨-૨૪ એ વાક્યો તો ઘણા દિવસ લગી મને બહુ સુખકારક લાગ્યા.

૨૫૪. તેમા એવુ લખેલુ છે કે "પણ તમે સિયોન પહાડની પાસે, ને જીવતા દેવના શેહેર એટલે આકાશના યરૂશાલેમની પાસે, ને હજારો હજાર દૂતોની પાસે, પહેલા જન્મેલા જેઓના નામ આકાશમા લખી લીધા છે તેઓની સાર્વત્રિક સભા તથા મંડળીની પાસે, ને સહુનો ઇનસાફ કરનાર દેવની પાસે, ને સંપૂર્ણ થએલા ન્યાયીઓના આત્માઓની પાસે, ને નવાકરારના મધ્યસ્થ ઇસુની પાસે, ને જે છાંટવાનુ લોહી હાબેલના કરતા સારૂ બોલે છે તેની પાસે આવ્યા છો" (હેબ. ૧૨, ૨૨-૨૪) આ સુખદ વાક્યમાના એક પછી એક દરેક શબ્દ પર મારૂ ધ્યાન ખેંચતા ખેંચતા પ્રભુએ તેની સમજુતી મને ફરી ફરીને આપી, ને તેમાના દરેક શબ્દમા રહેલી આશ્ચર્યકારક શ્રેષ્ઠતા તેણે મને દેખાડી. અને વળી તે પછીના વખતમા પણ મજકુર વચનોથી મારા આત્માને ઘણો આરામ વારવાર મળ્યો છે આ પ્રમાણે દેવે મારા ઉપર કૃપા કીધી તે માટે ધન્ય હોજો તેને.

## ધર્મસેવાના કામપર ગ્રંથકર્ત્તાની નિમણુક કેવી રીતે થઇ તેનું ટુંકું વિવેચન.

૨૫૫. અને હવે મારા અનુભવની વાત કરતા મે જે ધર્મોપદેશ કીધો છે તે વિષે ને વળી એ બાબતમા દેવ મારી સાથે કેવી રીતે વર્ત્યો છે તે વિષે હુ આ ઠેકાણે બે બોલ કહેવા માગું છુ. ઇસુ ખ્રીસ્ત આપણા પ્રભુની કેટલી બધી જરૂરીઆત તથા લાયકી છે એવુ જાગૃત થઇને જોઇ શક્યો હતો ને મારા આત્માનો સઘળો આધાર તેના ઉપર મૂકી શકયો હતો, ત્યારે

પછી પાંચ છ વરસે આપણા દેવભક્તોમા જેઓ વિશેષ કાબેલ, એટલે તેમના સમજવા પ્રમાણે જેઓ વિવેકબુદ્ધિમાં તથા સદાચારમા સાૈથી આગળ વધેલા હતા તેઓએ જોયુ કે પોતાના પવિત્ર તથા સુખદ વચનમા પોતાની પ્રગટ કરેલી ઇચ્છા વિષે કઇક સમજવાને માટે દેવે મને યોગ્ય ગણ્યો છે, ને જે કઇ વાતની સમજણ મને પડી છે તે બીજાઓને તેમના સસ્થાપનને અર્થે કહી સભળાવવાની થોડી ઘણી શક્તિ તેણે મને આપેલી છે, તે માટે તેઓએ ઘણા આગ્રહથી એવુ ચાહ્યુ કે કોઇએક સભામા તેઓને સુબોધનાં થોડા વચન હુ કોઇ વખત બોલું તો સારૂ.

૨૬૬ માટે પહેલવહેલા હુ મનમા બહુ ગભરાયો તથા શરમાયો ખરો, છતા તેઓએ મને હજી આગ્રહથી વિનતી કીધી તેટલા માટે મેં કબુલ કીવુ ને બે જુદી જુદી ખાનગી સભામાં મે તેઓની આગળ ઘણી અબળાતા તથા નબળાઇમા બોધ કીધો પણ ખરો. મારા ભાષણની તેમના પર ઘણી અસર થઇ ને તેઓને ઘણો દિલાસો મળ્યો એવુ જણાયુ એટલુજ નહિ, પણ તેઓએ પરમેશ્વરને માથે રાખીને ગભીરતાથી કબુલ કીધુ કે થયુ છે પણ એમજ. વળી તે ઉપરાત મને પ્રાપ્ત થએલા કૃપાદાનને લીધે તેઓએ કૃપાવાન દેવ બાપની ઉપકારસ્તુતિ કીધી.

૨૬૭. ત્યાર પછી કોઇ કોઇ વાર એવુ પણ થતુ કે જ્યારે તેઓમાના કેટલાએક બોધ કરવા પરગામ જતા ત્યારે તેઓ મને પણ સાથે લેતા, અને જો કે જાહેરમા તો નહિ પણ જરા એકાતમા મને પ્રાપ્ત થએલા કૃપાદાનનો હુ ઉપયોગ કરતો હતો, તોપણ ત્યાના સારા લોક સાથે મુલાકાત થતા હુ કોઇ વાર તેઓને કંઇક સુબોધ આપતો હતો કે જેને તેઓ બીજાઓની પેઠે દેવની મારા ઉપર થએલી કૃપાને લીધે આનદ કરતા સાભળતા ને તેથી અમને આત્મિક લાભ પ્રાપ્ત થયો છે એવુ પણ તેઓ કબુલ કરતા.

૨૬૮ માટે ટુંકામાં, છેવટે મડળીની એવી મરજી હોવાને લીધે પ્રભુની કંઇક પ્રાર્થના તથા ઉપવાસ કર્યા બાદ એકલા વિશ્વાસ કરનારાઓને જાહેરમાં નિયમિત રીતે બોધ કરવા કેવળ એમ નહિ, પણ જેઓએ હજી સુધી વિશ્વાસ કીધો નહોતો એવાઓને સુવાર્તા પ્રગટ કરવા હુ ખાસ રીતિએ પસદ કરાયો ને નિમાયો. તે અરસામા એજ કામ તરફ મારૂ વળણ થતુ હતુ એવુ મારા મનમાં ખુલ્લી રીતે જણાયુ ખરૂ, તો પણ દેવની સ્તુતિ થાઓ કે ખોટા અભિમાનના હેતુથી તો નહિ, કારણ કે તેજ વેળાએ મારી સવકાલિક સ્થિતિના સબધમાં શેતાનના બળતા ભાલાઓથી હુ ઘણો હેરાન થતો હતો.

૨૬૯ પરતુ મને પ્રાપ્ત થએલા કૃપાદાનનો ઉપયોગ કીધા વગર મને કઇ સતોષ વળે એમ નહોતુ તેનો ઉપયોગ કરવાને માટે દેવભક્તોની વારવારની અભિલાષાઓથી, તેમજ "ભાઇઓ, તમે સ્તેફ઼ાનસના કુટુબને જાણો છો કે તેઓ આખાયાનુ પ્રથમ ફળ છે, ને તેઓ પવિત્રોની સેવામા લાગુ રહ્યા છે, માટે હુ તમને વિનતિ કરૂ છુ કે, તમે એવાઓને ને જેટલા સહાય કરીને મહેનત કરે છે તેઓને પણ આધીન થાઓ," આવા પાઉલે કરીથીઓ પર લખેલા વચનથી હુ ઘણો ખેચાયો (૧ કરી ૧૬, ૧૫, ૧૬).

૨૭૦ આ વાક્યપરથી મને એવુ જણાયુ કે પવિત્ર આત્માનો એવો ઇરાદો છે કે, જેઓને કૃપાદાનો તથા શક્તિઓ મળ્યા છે તેઓ તેમને જમીનમા દાટી મૂકે નહિ પણ પોતપોતાના કૃપાદાનનો ઉપયોગ કરવાને માટે તે તેઓને ફરમાવે છે તથા ઉત્તેજન આપે છે એટલુજ નહિ, પણ જેઓ આવુ કરવા તત્પર તથા તૈયાર હોય એવાઓનુ વખાણ પણ તે કરે છે. "તેઓ પવિત્રોની સેવામા લાગુ રહ્યા છે," આ વાક્ય એ અરસામા મને દિલાસો દેવાને અર્થે ને દેવના આ કામને માટે મને બળ

આપવાને અર્થે મારા મનમાં નિરતર દોડયા કરતુ  અને વળી બીજા કેટલાંએક શાસ્ત્રવાક્યથી તેમજ શાસ્ત્રમા તથા બીજા પ્રાચીનં કાળના ઇતિહાસોમા લખેલા દેવભક્તોના દાખલાથી મને ઉત્તેજન મળ્યુ. (પ્રે. ૮, ૪ ૧૮, ૨૪, ૨૫. ૧ પીત. ૪; ૧૦. રૂમી. ૧૨; ૬). ફૉક્સકૃત "કૃત્યો તથા સ્મરણ લેખ."

૨૭૧. એ માટે જો કે પોતાની નબળાઇના કારણથી મને ઘણી બીક લાગી તથા ધ્રુજારી છૂટી તો પણ પવિત્રોમાંનો સૌથી નાલાયક છતાં હુ કામ કરવા લાગ્યો, ને પવિત્ર સત્યવેદમાં દેવે મને જે સુખદ સુવાર્તા દેખાડી હતી તે તો મને મળેલા કૃપાદાન પ્રમાણે તથા પોતાના વિશ્વાસના પ્રમાણમાં મેં પ્રગટ કીધી. તેની જ્યારે લોકોને ખબર પડી ત્યારે વિવિધ કારણે તેઓ બોધ સાંભળવા માટે ચારો દિશાથી ટોળેટોળા આવતા.

૨૭૨ અને હુ દેવનો ઉપકાર માનુ છુ કે તેણે તેમના આત્માઓ પ્રત્યે કઇ દયા મારામાં ઉપજાવી કે જેને લીધે મેં તો ઘણી ઉત્કઠાથી તથા આતુરતાથી એવા કોઇ વચનને શોધી કાઢવા મહેનત કીધી કે જે દેવના આશીર્વાદથી અત કરણને જાગૃત કરવાને માટે અસરકારક નિવડે. તેમા પણ ઉત્તમ પ્રભુએ પોતાના સેવકની ઇચ્છા માન્ય કીધી, કેમકે મેં લાબા વખત સુધી ઉપદેશ કીધો નહોતો, એટલામા કેટલાએક માણસ પર અસર થવા લાગી અને પોતાનાં પાપ કેવાં ભારે છે તેની તથા પોતાને વાસ્તે ઇસુ ખ્રીસ્ત કેટલો બધો અગત્યનો છે તેની સમજ પડવાથી તેઓ પોતાના મનમાં બહુ દુઃખિત થવા લાગ્યા.

૨૭૩ પણ મારી મારફતે કોઇ પણ માણસના હૃદય પર દેવ અસર કરે એવુ પોતાને હજી નાલાયક ગણવાને લીધે હુ પહેલવહેલાં માની શક્યો નહિ, તોપણ જેમના પર અસર થઇ

તેઓ તો મારા પર હેત રાખતા ને મને વિશેષ માન આપતા, અને તેઓ મારાથીજ જાગૃત થયા એવુ માનવા હુ રાજી નહોતો, તોપણ દેવભક્તોની સમક્ષ તેઓ કબુલ કરતા તથા કહેતા કે વાત તો એમજ છે અને વળી મજ ગરીબ તથા નાલાયકને માટે પણ તેઓ દેવને સ્તુત્ય માનતા ને તેઓને તારણનો માર્ગ દર્શાવવામાં દેવના સાધન તરીકે મને ગણતા હતા

૨૭૪. એ માટે તેઓ બોલવા ચાલવામા તથા વર્ત્તણુકમા આવા દૃઢ છે ને વળી તેઓ ઇસુ ખ્રીસ્ત વિષેનુ જ્ઞાન મેળવવા સારૂ આવા આતુર છે એવુ જોઇને દેવે મને તેઓની પાસે મોકલ્યો હતો તેથી હુ ખુશી થયો, ને મારા જેવા મૂર્ખને દેવે પોતાની સેવામા માન્ય કીધો છે એવુ હુ સમજવા લાગ્યો, ને વળી "નાશ પામવાની અણી પર આવેલાનો આશીર્વાદ મારા પર આવતો, ને વિધવાના હૃદયને હુ હર્ષગાયન કરાવતો," એવુ એવુ વચન મારા મનમા આવ્યુ કે જેથી કરીને મને ઘણો મધુર આરામ પ્રાપ્ત થયો (અયુ. ૨૯, ૧૩)

૨૭૫ તે પરથી મને આનદ થયો, બલકે જેઓને દેવે મારા ઉપદેશદ્વારે જાગૃત કીધા હતા તેમના આસુ તો મારે માટે દિલાસારૂપ તથા ઉત્તેજનદાયક હતા, એ માટે કે આવા વચનનો મને વિચાર આવતો કે, "જો હું તમને ખેદિત કરૂ તો જે મારાથી ખેદ પામ્યો તે વિના કોણ મને આનદ આપે છે?" (૨ કરી. ૨, ૨). અને વળી "જો હુ બીજાઓને પ્રેરિત ન હોઉં, તોપણ ખરેખર હુ તમને છુ. કેમકે પ્રભુમા તમે મારા પ્રેરિત-પણાની મુદ્રા છો" (૧ કરી. ૯; ૨). આવી વાત પરથી પણ મને શાબિતી મળી કે આ કામ પર દેવે મને ઠરાવ્યો છે ને તેમાં તે મારો સહાયકારી પણ છે.

૨૭૬. હવે ઉપદેશ કરતાં એક વાત ખાસ રીતે મારા ધ્યાનમા આવી તે એ કે, પાપીઓ પ્રત્યે જે પહેલી વાત પ્રભુના વચનમાં મળી આવે છે તેજ વાત શરૂઆતમા કહેવાનુ પ્રભુએ મને સમજાવ્યુ; એટલે કે સર્વ દેહધારીને દોષિત ઠરાવતા એવુ ખુલ્લી રીતે બતાવવુ કે પાપને લીધે દેવના નિયમનો શાપ જગતમા દરેક આવનાર માણસ પર આવી પડે છે. હવે મારા કામનો આ ભાગ મેં ઘણી લાગણીથી પુરો કીધો, કેમકે નિયમના ત્રાસ તથા મારા ઉલ્લંઘનનો દોષ એઓથી મારૂ અંતઃકરણ બહુ દબાઇ જતુ હતુ. જેનો મને અનુભવ થયો, હા, જેની મને ઘણી લાગણી થઇ તે વાત વિષે, એટલે જેને લીધે મારો બિચારો આત્મા નિસાસો મૂકતો ને આશ્ચર્યકારક રીતે ધ્રુજતો તે વિષે હુ બોધ કરતો.

૨૭૭ ખરેખર હુ તો જાણે કે મુએલાઓમાથી ઉઠીને તેઓની પાસે મોકલાએલો હતો, પોતે સાકળોએ બધાએલો થઇને સાકળોએ બધાએલાઓને બોધ કરવા હુ ગયો, ને જે અગ્નિ વિષે સાવધાન રહેવાનુ હુ તેઓને સમજાવતો હતો તે ને તેજ અગ્નિ જાણે કે મારા અંતઃકરણમા લઇને હુ ફરતો. હુ કઇ પણ ઢોંગ કર્યા વગર સાચેસાચુ કહી શકુ છુ કે, જ્યારે જ્યારે હુ ઉપદેશ કરવા જતો ત્યારે ત્યારે દોષથી તથા ત્રાસથી ભરેલા જેવો થઇને હુ તો ઠેઠ સિંહાસનના પગથિયા સુધી પહોચતો, એટલામા એવુ બધુ મનમાથી જતુ રહેતુ અને કામ પુરૂ થતા સુધી મારા મનમા કઇ પણ ચિંતા ના રહે. પણ ત્યાર પછી એકદમ હુ સિંહાસનની સીડી પરથી ઉતર્યોએ નહિ હોઉ તે પહેલા પણ મને એવુ ને એવુ થતુ, એમ છતા પણ દેવે મને બળવંત હાથ વડે નિભાવી રાખ્યો, કેમકે મારૂ કામ પડતુ મુકાવી દેવા દોષ તથા નરક બન્ને અશક્ત હતા

૨૭૮. આ પ્રમાણે બે વર્ષની મુદ્દત સુધી માણસના પાપ વિષે ને પાપથી થએલી તેમની ભયકર સ્થિતિ વિષે મેં બોધ કરવાનુ ચાલુ રાખ્યુ. ત્યાર પછી પ્રભુએ ખ્રીસ્તને આસરે મારા અત કરણમાં કઇક ટકાઉ શાતિ તથા દિલાસો ઉપજાવ્યા, કેમકે તેની મારફતે તેણે તો પોતાની શ્રેષ્ઠ કૃપા ઘણી સારી રીતે મને દેખાડી, તેટલા માટે મેં જે જોયુ હતુ ને જેની મને લાગણી થઇ હતી તે વિષે બોધ કરવાનુ મેં ચાલુ રાખ્યુ છતા પણ મેં મારા ઉપદેશમા ફેરફાર કીધો, એટલે હવે ઇસુ ખ્રીસ્તને તથા તેના સઘા અધિકારો, સબધો તથા તેનાથી થએલા લાભોને પ્રગટ કરવા મેં ઘણી મહેનત કીધી, ને વળી જે ખોટા ટેકા તથા આશ્રય પર જગત અઢેલે છે ને જે વડે ન પડી જઇને નાશ પણ પામે છે, તેમને પ્રગટ કરવા તથા નકામા ઠરાવવા તથા દૂર કરવા મેં શ્રમ ઉઠાવ્યો. અગાઉની બાબતો વિષે મે જેટલી વાર બોધ કીધો હતો તેટલી વાર મેં આ બાબતો વિષે પણ ઉપદેશ કીધો.

૨૭૯ ત્યાર પછી ખ્રીસ્તની સાથેની સયુક્તતાની માર્મિક વાત વિષેની કઇક સમજ દેવે મને પમાડી, અને એ વાત મેં તેઓને કહી પણ દેખાડી અને દેવના વચનમાથી આ ત્રણ મુખ્ય બાબત પર મેં પાચેક વરસ સુધી ધ્યાન દીધુ હતુ, ત્યારે ઉપદેશ કરવાને લીધે હુ પકડાયો ને કેદખાનામા નખાયો, અને ઉપદેશ દ્વારાએ સત્ય વિષેની સાક્ષી શાસ્ત્ર પ્રમાણે પુરવામા મેં જેટલો વખત કાઢયો હતો તેથી બમણો વખત દુ ખસહનતાથી સત્ય સાબિત કરવાને માટે હુ કેદખાનામા પડી રહ્યો છુ

૨૮૦. હુ દેવની ઉપકારસ્તુતિ કરૂ છુ કે જે વેળાએ હુ કઇ ને કઇ બાબત વિષે બોધ કરતો હતો તે વેળાએ મારૂ હૃદય ઘણી વાર ઘણી આતુરતાથી દેવને નિરતર આજીજી કરતુ કે આત્માના તારણને માટે તે મારો ઉપદેશ સાર્થક કરે, કેમકે જો

શત્રુ અંત:કરણમાંથી વચન લઇ લે ને એમ તે નિષ્ફળ થઇ જાય તો મને ઘણું દુ:ખ લાગે એમ હતું. તે માટે હું બોધ કરવા એવી રીતે મહેનત કરતો હતો કે તેથી બનતા સુધી પાપ તથા પાપી એ બન્નેનું આબેહુબ વર્ણન થાય.

૨૮૧. અને બોધ કરી રહ્યા પછી પત્થરવાળી ભોંય પર પડતા વરસાદની માફક વચન તો હવે પડે છે એવો વિચાર થયાથી મારૂં હૃદય બહુ દુ:ખિત થતું ને હું અંત:કરણપૂર્વક એવી ઇચ્છા કરતો કે અરે! પાપ, મરણ, નરક ને દેવનો શાપ એઓ વિષે મને જેવી સમજણ પડી છે તેવીજ મારા આજના સાંભળનારાઓને પડે ને વળી તેઓની પેઠે જેઓ હજી સુધી દેવથી નિરાળા હોય તેઓને માટે ખ્રીસ્તની મારફતે દેવની કેવી કૃપા તથા પ્રેમ તથા દયા છે એવું તેઓ સમજે તો કેવું સારૂં! અને પ્રભુની આગળ હું ખરેખર ઘણીવાર મારા મનમાં એવું બોલતો કે તેઓને જાગૃત કરવાને અર્થે ને તેઓને સત્યમાં દૃઢ કરવાને અર્થે હું તરતજ તેઓની આંખો આગળ ફાંસીએ ચઢાવવામાં આવું એવું અગત્યનું હોય તો હું રાજી ખુશીથી કબુલ થાઉં.

૨૮૨. કારણ કે બોધ કરતાં ને વિશેષે કરીને જે જીવન ખ્રીસ્તથી છે, કરણીથી તો નહિ, તે વિષે બોધ કરતાં મને ઉત્તેજન આપવાને અર્થે દેવનો કોઇ દૂત જાણે કે મારી પછવાડે ઉભો રહેલો હોય એવું મને લાગતું. અરે! એ સિદ્ધાંતનો ખુલાસો કરતાં ને તેને સાબિત કરતાં બીજાઓના મનમાં તેને ઠસાવવાને માટે હું મહેનત કરતો ત્યારે તે એટલા બધા જોરથી ને એટલી બધી ખાત્રી સહિત મારા પોતાના મનમાં ઉતરી જતું કે "હું માનું છું ને તેની મને ખાત્રી છે" એટલુંજ કહેવાથી મને સંતોષ વળતો નહિ; હા, એવું કહેવું ઉચિત હોય તો જે વાતો વિષે હું તે વખતે બોધ કરતો હતો તેઓની સત્યતા વિષે મને અનહદ ખાત્રી છે એવું મને લાગતું.

૨૮૩. હું જ્યારે જાહેર રીતે બોધ કરવા લાગ્યો ત્યારે દેશના પડિતો તથા પાદરીઓ મારી વિરૂદ્ધ થયા, છતા મેં એવું નક્કી કર્યું કે નિંદાને બદલે નિંદા વાળવાને ઠેકાણે આ દૈહિક મનવાળાઓમાથી બને તેટલાને નિયમ પ્રમાણેની તેમની દયામણી હાલત વિષે ને ખ્રીસ્તની અગત્યતા તથા લાયકી વિષે ખાત્રી કરી આપવી, કારણ કે મને એવુ લાગ્યુ કે આવતા સમયમા મારૂ વેતન ચુકવવામા આવશે ત્યારે આ મારા લાભમા ઉત્તર આપશે (ઉત્પ. ૩૦, ૩૩)

૨૮૪. જે બાબતો વિષે (ને વિશેષે કરીને જે હલકામા હલકી બાબતો વિષે) દેવ ભક્તોમા મતફેર તથા તકરાર ચાલતા હતા તેમા હાથ ઘાલવાનુ મને બિલકુલ અણગમતુ હતુ, છતા વિશ્વાસ સબધીનુ વચન તથા પ્રસુના મરણુ તથા દુખો દ્વારાએ જે પાપની માફી તે વિષે એકનિષ્ઠાથી અતિ શ્રમ કરવો મને બહુ ગમતો હતો, પણ બીજી બાબતો હુ પડતી મકતો હતો, કેમકે મેં જોયુ કે તેઓ તકરાર ઉપજાવનારી છે ને વળી તેઓથી આપણે દેવના છીએ એવુ ઠરતુ નથી, પછી તેઓ અમલમા લાવવામા આવે કે નહિ આવે તે ઉપરાત મે એવુ પણ જોયુ કે મારૂ કામ બીજી તરેહનુ છે, એટલે વચનવડે માણસોને જાગૃત કરવા, એ માટે હુ તેમાંજ લાગુ તથા તત્પર રહ્યો.

૨૮૫ બીજાઓના લખાણનો ઉપયોગ કરનારાઓનો હુ દોષ કાઢતો નથી તો પણ હુ કદી એવુ કરતો નહોતો એટલુજ નહિ, પણ એવુ કરવા મારી છાતી ચાલતી પણ નહોતી (રૂમી ૧૫, ૧૮), કેમકે અનુભવ ઉપરથી મને ખરેખર એવુ લાગ્યુ છે કે ખ્રીસ્તનો આત્મા તથા વચન જે કઈ મને શીખવે તે તો સાથી સાબિત તથા ઠરેલ અતકરણથી ખાત્રીથી કહી શકાય તથા મજુર રાખી શકાય એવુ છે; અને એ બાબત વિષે મને

જે માલમ છે તે બધુ હુ અત્યારે કહેવાનો નથી, તો પણ ગલ. ૧; ૧૧, ૧૨, એ વાક્યો તો ઘણા માણસ ધારે તે કરતાં મને અનુભવ પરથી વધારે ચિત્તાકર્ષક લાગે છે.

૨૮૬. મારી ધર્મસેવાથી જાગૃત થએલાઓમાનો કોઇ પછીથી પાછળ પડી ગયો હોય (હા, કોઇ વાર ઘણા તો પાછળ પડીજ ગયા છે) તો હુ ખાત્રીથી કહી શકુ છુ કે, મારા પોતાના પેટના છોકરાઓમાનો કોઇ કબરમાં જતો હોય તે કરતા એવાની ખોટ મને ભારે લાગે. હા, પ્રભુને કઇ ખોટુ નહિ લગાડતા એવુ પણ હુ કહી છુ કે આથી મને જેવી લાગણી થાય છે તેવી મારા પોતાના આત્માના નાશ વિષેની ચિતા શિવાય બીજા કશાથી થતી નથી. મારી મારફતે જ્યા કઇ માણસો પુનર્જન્મ પામ્યા છે ત્યા તો જાણે કે મારા સારા મકાન તથા જાગીર છે એવુ હુ ગણુ છુ, હા, આ મહિમાવાન તથા ઉત્તમ કામમા મારૂ મન તો એટલુ બધુ ગરક થઇ ગએલુ છે કે, આ કામ નહિ આપતા દેવ મને જગતના પ્રીસ્તી મડળનો બાદશાહ કરત, યાતો દુનિયાના સઘળા વૈભવનો ધણી મને કરત તો તેમા જે કઇ સુખ કે માન મને મળી શકત તે કરતા આ સેવાનુ કામ મળ્યાથી મને વધારે પ્રાપ્ત થયુ છે. અરે! "તેણે જાણવુ કે પાપીને તેના માર્ગની ભૂલથી જે પાછો ફેરવે છે, તે એક પ્રાણને મોતથી બચાવશે, ને પાપની અધિકતા ઢાકશે" (યાકુ. ૫, ૨૦). "નેકીવાનનુ ફળ જીવનનુ ઝાડ છે, ને જ્ઞાની જન આત્માઓને બચાવે છે" (દષ્ટા. ૧૧; ૩૦). "સૂજ્ઞો અતરિક્ષના પ્રકાશની માફક, અને ઘણાઓને નેકીમા વાળી લાવનારાઓ સદા સવકાળ સુધી તારાઓની માફક પ્રકાશશે" (દાની. ૧૨; ૩). "કેમકે અમારી આશા કે આનદ કે ઉલ્લાસનો મુગટ શુ છે? શું આપણા પ્રભુ ઇસુ પ્રીસ્તના આવવાની વેળામાં તની આગળ તમેજ એ નથી?

હા, તમે અમારો મહિમા તથા આનંદ છો" (૧ થેસ્સા ૨ ; ૧૯, ૨૦). એ વચનો તેમના જેવા બીજા સુદ્ધાં મને બહુ તાજગીદાયક લાગ્યા છે.

૨૮૭. મને એવુ જણાયુ છે કે, જ્યા કઇ મારે દેવને સારૂ કઇ કામ કરવાનુ હોય ત્યા જઇને ઉપદેશ કરવાની ઇચ્છા દેવ મારા મનમા પ્રથમ ઉપજાવતો હતો, ને વળી મને એવુ પણ માલમ પડ્યુ છે કે, અમુક માણસ કે જેઓના આત્માઓના તારણને માટે હુ અંતઃકરણપૂર્વક અભિલાષા રાખતા તેઓજ પછીથી મારી ધર્મસેવાના ફળ તરીકે થયા છે મેં એવુ પણ જોયુ છે કે, બોધબાપણમાની બીજી બધી વાત કરતા વચ્ચે બોલેલી એક વાતથી ઘણી અસર થઇ છે વળી મારાથી કઇ ભલુ થયુ નથી એવુ જ્યારે મને કોઇ વાર લાગ્યુ છે, ત્યારે મારાથી વિશેષ સારૂ થયુજ છે, ને સુવાર્તારૂપી જાળમા હુ તેઓને જરૂર પકડીશ એવુ કોઇવાર મને લાગ્યુ છે ત્યારે મારી મહેનત નિષ્ફળ થઇ છે એવુ પણ મારા જોવામા આવ્યુ છે

૨૮૮. વળી એવુ પણ મારી જાણમા આવ્યુ છે કે, જ્યા કઇ પાપીઓના લાભમા કઇ કામ કરવાનુ હતુ, ત્યા તો શેતાન પોતાના સેવકોના મનમા ને તેમના મુખદ્વારાએ પણ ગર્જના કરવા લાગ્યો છે, પરંતુ એવુ ઘણી વાર બન્યુ છે કે, દુષ્ટ જગતે વિશેષ ગર્જના કીધી હોય તેવામાજ માણસો તો દેવના વચને કરી જાગૃત થયા છે, એના દાખલા મારાથી આપી શકાય એમ છે તોપણ હુ નથી આપતો.

૨૮૯. ધર્મસેવા બજાવવામા મારી એવી ખાસ ઇચ્છા હતી કે, દેશમાંના સૌથી અંધકાર ભરેલી જગ્યાઓમા, એટલે જેઓ ધર્મ કબુલ કરવામાં બહુ પાછા પડે એવા હતા તેઓ મધ્યે જવું ; તેનુ કારણ એવુ તો નહિ કે મારાથી અજવાળુ ખમી શકાતું

નહોતુ (કેમકે ગમે તે માણુસને સુવાર્તા પ્રગટ કરતાં હુ બીતો નહોતો), પણ કારણુ તો એવુ કે માણુસને જાગૃત કરવાના તથા ફેરવવાના કામ તરફ મારા મનનુ વિશેષ વળણુ હતુ, ને વળી "એવી રીતે તો સુવાર્તા પ્રગટ કરવાનો મેં નિયમ રાખ્યો, કે જ્યાં ખ્રીસ્તનુ નામ હતુ ત્યા બોધ કરવો નહિ, રખે બીજાના પાયા પર હુ બાંધુ" (રૂમી ૧૫, ૨૦) એવુ જે વચન મારા મનમાં હતુ તે પણ એજ મતલબનુ છે

૨૯૦. બોધ કરવામા મને ખરેખર કષ્ટ થયુ છે, ને દેવને સારૂ છોકરા જન્માવવાને માટે મને તો જાણે કે પ્રસવવેદના થતી હોય એવુ પણ મને લાગ્યુ છે, અને મારા કામનુ કંઇક ફળ ન દેખાય તો મને કંઇ પણ સતોષ જે નહિ એમ પણ હતુ. મારૂ કામ નિષ્ફળ નિવડે ત્યારે મારૂ વખાણ ગમે તે કરે તોપણ કંઇ ફિકર નહિ, પણ મારૂ કામ ફળિભૂત થાય ત્યારે મને ગમે તે દોષિત ઠરાવે તોપણ કંઇ પરવા નહિ એમ હતુ. મને આવા વચનનો વિચાર થતો કે, "જુઓ, છોકરા તો યહોવાહની આપેલી મિલકત છે, ગર્ભસ્થાનનુ ફળ તેના તરફનુ પ્રતિદાન છે, યુવાવસ્થામાના દીકરા બળવાનના હાથમાના બાણ જેવા છે. જેનો ભાથો તેઓથી ભરેલો છે તેને ધન્ય છે; તેઓ ભાગળમાં પોતાના શત્રુઓની સાથે બોલશે ત્યારે તેઓ લજવાશે નહિ" (ગીત ૧૨૭; ૩-૫).

૨૯૧. લોકો ગમે તે મતો ગ્રહણ કરે તોપણ ઇસુ ખ્રીસ્ત તથા પોતાના તારણની અગત્ય તથા પાપ, ને વિશેષે કરીને અવિશ્વાસ વિષેની પુરેપુરી ખાત્રી તથા ખ્રીસ્તથી તારણ પામવાની અત કરણપૂર્વક ઇચ્છા તથા આત્માની ખરેખરી પવિત્રાઇ મેળવવાની ઘણી તૃષ્ણા, એવી બાબતોથી તો તેઓ માહિતગાર દેખાતા ન હોય તો મને બીલકુલ ગમતું નહોતુ, કેમકે એવીજ

બાબતોથી મને આનંદ થતો ને એવી બાબતો ચહાનારાને હું ખરા સુખી ગણુતો.

૨૯૨. પરંતુ બીજાં બધા કામમાં તેમજ આ કામમાં પણ મને વિવિધ પરીક્ષણો થતા હતાં, જેમકે હુ કોઇ વાર તેમાં ઘણો નિરાશ થતો, રખેને સસ્થાપનને અર્થે મારાથી એકે શબ્દ બોલી શકાય નહિ, બલકે લોકોને સુબુદ્ધિથી બોલી શકાય નહિ, કે જે વારે મારા શરીરમા એવી વિચિત્ર નિર્ગતતા તથા નબળાઇ આવતી કે બોધાસન સુધી જતા મારા પગ લથડતા

૨૯૩ વળી કોઇ વાર બોધ કરતામા ઇશ્વરનિદક વિચારો મારામા જોરજોર આવતા ને મડળી આગળ એ વિચારો જાહેર કરવા હુ ઘણો લલચાતો હતો વળી કોઇ વાર ઘણી સ્પષ્ટતાથી તથા શાબિતીથી અને છૂટથી ભાષણ શરૂ કર્યા છતા, બધ કર્યા પહેલા પણ હુ તો એટલો બધો મુઝાતો, ને જે વાતો વિષે હુ બોલતો હતો તેઓ પરથી મારૂ ધ્યાન એવી રીતે ખસી જતુ ને લોકોની આગળ બોધ કરતી વેળા મારી જીભ એટલી બધી અટકતી હતી હતી, કે હુ શુ કરૂ છુ તેની તો જાણે કે કઇ સૂઝ કે યાદ મને ન હોય, નહિ તો ભાષણ પૂરૂ થતા સુધી મારૂ માથુ તો જાણે કે કોથળામા પુરી મૂક્યુ હોય એવુ લાગતુ

૨૯૪. વળી કોઇ વાર શાસ્ત્રના કોઇ હૃદયભેદક વાક્યને આધારે હુ બોધ કરવાનો હતો ત્યારે પરીક્ષક તો એવુ સૂચવતો કે "અરે! તુ એ વાત વિષે ઉપદેશ કરશે શુ? તે તો તનેજ દોષિત ઠરાવનારી છે, એ બાબતનો દોષ તો તારે પોતાને માથે છે, એ માટે એ વિષે તારે બોધ બીલકુલ કરવો નહિ જોઇએ, નહિ તો જો તુ કરશે તોએ તુ એવુ અડધુ પડધુ બોલ કે તારે પોતાને સારૂ છુટવાનો રસ્તો રહે, રખેને બીજાઓને જાગૃત કરવાને બદલે તુ પોતાના આત્મા પર એવો દોષ મુકે કે તુ કદી છુટો નહિ થશે."

૨૯૫. પણ હુ પ્રભુનો ઉપકાર માનુ છુ કે, આવી ભુંડી સૂચનાઓને કબુલ રાખવાથી હુ કેવળ દૂર રહ્યો એમ નહિ પણ પાપ તથા ઉલ્લઘન મારી નજરે પડતાં ત્યારે તેઓની ભુડાઇ જાહેર કરવા હુ તો શામશૂનની પેઠે પોતાને યથાશક્તિ નમાવતો હતો, હા, જો કે એમ કરવામા હુ પોતાના અત કરણ પર દોષ આણુ તોપણ દેવના અમૂલ્ય વચનોને મરડી નાખવા કરતા હુ પલિસ્તીઓની સાથે ભલે મરૂ એવુ મને લાગતુ (ન્યા. ૧૬, ૨૯, ૩૦) "તુ કે જે બીજાને શિખવે છે તે તુ પોતાને શિખવતો નથી શુ?" પોતાને બચાવવાના હેતુથી ન્યાયીપણાની વાતને અટકાવ પાડવો તે કરતા બીજાઓને ખુલ્લી રીતે બોધ કરવામા પોતાને દોષિત ઠરાવવો તે ઘણુ સારૂ છે. આ બાબતમા દેવ તરફથી મને જે સહાય મળી તેને માટે તેના નામને ધન્ય હોજો

૨૯૬ વળી ખ્રીસ્તની આવી સુખદ સેવા હુ બજાવતો હતો, ત્યારે અભિમાની તથા અહકારી થવા હુ ઘણી વાર લલચાતો હતો, અને આવો હુ કદી થયો નથી એવુ મારાથી કહી શકાય નહિ, છતા પ્રભુ મારા ઉપર અમૂલ્ય કૃપા કરીને મારી પ્રત્યે એવી રીતે વર્ત્તતો હતો કે ઘણુ કરીને આવી વાતને વશ થવામા મને કઇ આનદ થતો એમ નહિ, કારણ કે મારા હૃદયની ભુડાઇ મને રોજ રોજ બતાવવામા આવતી હતી, ને તેમા એટલી બધી ભ્રષ્ટતા તથા ખામી દેખાતી હતી કે મને ઘણા દાનો તથા સદ્ગુણો પ્રાપ્ત થએલા છતા મારૂ માથુ નીચુ નમાવવુ પડતુ હતુ. આવો જે કાટો મારા દેહમા મને અપાયો તે તો દેવની નરી દયા જેવો મને લાગતો હતો (૨ કરી. ૧૨, ૮, ૯).

૨૯૭. વળી એવામા પણ એકાદ પ્રસિદ્ધ વચન કે જેમા આત્માને દાનો તથા સદ્ગુણો પ્રાપ્ત થયાં છતા તેનો નાશ પણ થઇ શકે તે વિષેનુ કોઇ તીવ્ર તથા તીક્ષ્ણ વાક્ય સમાએલુ હોય

તે મારી નજરે આવતુ, જેમકે આવુ વચન મારે માટે બહુ ઉપયોગી હતુ કે "જો હુ માણસોની તથા દૂતોની પણ ભાષાઓ બોલુ, પણ મને પ્રીતિ ન હોય, તો વાજનાર પિત્તળ કે ઠણઠણનાર ઝાંજના જેવો હું થયો છુ. અને જો મને ભવિષ્યજ્ઞાન હોય, ને હુ સર્વ મર્મો તથા સર્વ વિદ્યા જાણુ, ને જો પૂરો વિશ્વાસ મને હોય, એવો કે મારાથી પર્વતો ખસેડાય, પણ મને પ્રીતિ ન હોય, તો હુ કંઇ નથી" (૧ કરી. ૧૩, ૧, ૨).

૨૯૮. ઠણઠણનાર ઝાંજ તો એક જાતનુ વાજુ છે કે જે વડે કોઇ કાબેલ વગાડનાર એવો મધુર તથા મનોહર સુસ્વર કાઢી શકે છે કે, જેટલા માણસ તેને વગાડતો સાભળે તેટલા નાચ્યા વગર ભાગ્યેજ રહી શકે, પરતુ, જુઓ, ઝાંજમા જીવ હોતો નથી તેમજ તેથી સુસ્વર પેદા થાય છે એમ પણ નથી, પણ વગાડનારની ચતુરાઇથી; ત્યારે વાજામાથી આવો સુસ્વર નીકળ્યો હોય તો પણ છેવટે વાજુ પોતે નાશ પામી શકે એમ છે.

૨૯૯. હવે દાનો મળ્યા છતા તારણદાયક કૃપા વગરના જેઓ હોય તેઓની વાત પણ એમજ છે, ને થશે પણ એમજ; દાઉદના હાથમાંની ઝાંજની પેઠે તેઓ તો ખ્રીસ્તના હાથમા છે; અને જેથી ભજનારાઓના મન ઉત્તેજીત થાય એવો સુસ્વર ઝાંજ વડે દાઉદ દેવની સેવા ભક્તિમા કાઢી શકતો હતો, તેમજ ખ્રીસ્ત વિવિધ દાન પામેલા માણસોનો એવો ઉપયોગ કરી શકે છે કે, તેઓ વડે ખ્રીસ્ત પોતાની મડળીમા પોતાના લોકોના હૃદય ઉપર અસર કરી શકે, છતાં એ પ્રમાણે તેમનો ઉપયોગ કરી રહ્યા બાદ તેમનામાં ઠણઠણ અવાજ કાઢવાનો ગુણ છે તોપણ તેમને નિર્જીવ ઝાંજ સમાન ગણીને કોરે ટાગી મુકે.

૩૦૦. આ વિચાર બીજા વિચારો સુદ્ધા તો ઘણે ભાગે અભિમાનને તથા બડાઇની ચાહનાને દબાવવા સારૂ મારવાની

મોગરી જેવા હતા. મારા મનમાં એવુ આવ્યુ કે વાજનાર પિત્તળ જેવો હોઉં તેમાં અભિમાન કરવાનુ શુ પ્રયોજન ? સારંગી જેવો હોઉ એમાં તે શું ? એઓ કરતાં સૌથી નાના જીવવત પદાર્થમા વધારે ઇશ્વરત્વ નથી શુ ? તે શિવાય મને એવુ પણ માલમ હતુ કે, પ્રીતિ કદી મરવાની નથી, પણ એઓ તો નાશ પામી અલોપ થવાના છે. તે પરથી મને એવો વિચાર થયો કે, બધાં દાનો કરતાં માત્ર થોડી કૃપા, થોડી પ્રીતિ, થોડી દેવની ખરી બીક હોય તે વધારે સારૂ છે, બલકે મને પુરેપુરી ખાત્રી છે કે, કેટલાએક માણસ કે જેઓ જ્ઞાનદાનને લીધે દૂતોની માફક ભાષણ કરી શકે છે તેઓ કરતા બીજા કે જેઓ ઘણી મુશ્કેલીથી યોગ્ય જવાબ આપી શકે છે તેઓને હજારગણી કૃપા પ્રાપ્ત થાય ને એથી તેઓ પ્રભુને વધારે વ્હાલા ને ગમતા હોય એવુ બનવા જોગ છે

૩૦૧ એ પ્રમાણે મારી જાણમા એવુ આવ્યુ કે, ધારેલા ઉદ્દેશ તરફ જોતા દાનો તો બીજાના સસ્થાપનને અર્થે સાર્થક હોય છે ખરા, છતા તેઓ કેવળ એકલા હોય તો જેને તેઓ પ્રાપ્ત થએલા હોય તેના આત્માને તારવા તેઓ તો નિરર્થક તથા અશક્ત હોય છે, તેમજ તેઓ પોતે માણસની સુખાવસ્થાની નિશાણી છે એમ નથી, કેમકે તેઓ તો માત્ર કેટલાએક માણસને દેવ તરફથી મળેલા કૃપાદાન છે, ને એઓ તેમનો કેવો ઉપયોગ કરે છે તેનો દેવની પ્રીતિનો અનુભવ જરા વધારે મુદત સુધી લીધા બાદ જીવતાંઓ તથા મુએલાઓનો ન્યાય કરવાને જે સિદ્ધ છે તેને તેઓને હિસાબ આપવો પડશે.

૩૦૨. એ ઉપરથી મને એવુ પણ માલમ પડયુ કે, જો દાનો કેવળ એકલા હોય તો તેઓ જોખમકારક છે, એટલે તેઓ પોતે જોખમકારક હોય છે એમ તો નથી, પણ એ માટે કે જેઓને

તેઓ પ્રાપ્ત થએલા હોય તેઓમાં કેટલાએક દુર્ગુણો પેદા થાય છે; જેમકે અભિમાન, વ્યર્થ ગર્વની તૃષ્ણા, હુપાગુ વિગેરે કે જે સઘળા હરકોઇ ક્રમવિચારના ખ્રીસ્તીના વખાણુ તથા નાબાશીથી સહેજમા ફુલાઇ જાય છે કે જેથી કરીને બિચારૂ માણુસ શેતાનની શિક્ષામા પડવાના જોખમમા આવી પડે એમ છે

૩૦૩. એ માટે મેં જોયુ કે જેને દાનો પ્રાપ્ત થયા હોય તે એકલા તેઓ પર આધાર રાખવાથી દેવની પુન્તી કૃપા પામ્યા વિના રહી નહિ જાય માટે તેને તેમની પ્રકૃતિથી વાકેફ થવાની અગત્ય છે, એટલે તેઓ વડે તેનુ પુરેપુરૂ તારણ થઇ શકે નહિ એવુ જાણવાની અગત્ય છે.

૩૦૪. વળી તેણે તો દેવની સાથે નમ્રતાથી ચાલીને પોતાને નીચ ગણવો જોઇએ, ને તે શિવાય એવુ યાદ રાખવુ જોઇએ કે, તેને પ્રાપ્ત થએલા દાન તો તેના પોતાના નથી પણ મડળીના છે, ને તેઓની બાબતમાં તે તો મડળીનો સેવક ઠર્યો છે, અને આખરે તેને પોતાના કારભારનો હિસાબ પ્રભુ ઇસુને આપવો પડશે, ને જો સારો હિસાબ અપાય તો તેને ધન્ય છે.

૩૦૫. એ માટે દાનો કે જે ખરેખર ઇચ્છવા જોગ છે તેઓને સર્વ માણુસોએ પ્રભુની બીક સહિત જરા કીમતી ગણવા જોઇએ, તોપણ મોટા દાનો મળ્યા છતા કઇ પણ કૃપા નહિ મેળવવી તે કરતાં મોટી કૃપા તથા થોડા દાનો પામવા તે સારૂ છે પ્રભુ દાનો તથા મહિમા આપે છે એમ કહેલુ નથી પણ એમ કે પ્રભુ કૃપા તથા મહિમા આપે છે અને જેને પ્રભુ ખરી કૃપા દે છે તેને ધન્ય છે, કેમકે કૃપા તો મહિમાનો અગ્રગામી છેજ.

૩૦૬. મારી ધર્મસેવાનુ કામ ભગ કરવુ ને તેને નિરર્થક કરવુ એવી શેતાનની મતલબ મારૂ આવુ પરીક્ષણુ કરવાથી

ને મારા પર આવા હુમલા કરવાથી પાર પડી શકે નહિ એવું જ્યારે તેણે જાણ્યુ ત્યારે તેણે બીજો ઉપાય કીધો, તે એ કે મારી બદગોઇ કરવા તથા મને મ્હેણાં મારવા અજ્ઞાનીઓનાં તથા અદાવતખોરોનાં મનોને ઉશ્કેરણી આપવી. એ માટે હવે શેતાન જે કઇ યોજી શકે ને તેના સેવકો જે કઇ કલ્પી શકે તે બધુ તો મારા વિષે ચોતરફ ફેલાવવામા આવ્યુ, એ સારૂ કે—જેમ હુ કહી ગયો છુ તેમ—મારી ધર્મસેવાનુ કામ પડતુ મૂકવામાં આવે

૩૦૭ એ માટે લોકોમા મારા વિષે એવી અફવા ઉડવા લાગી કે, તે તો ડાકણ કે જેસુઇટ કે વાટપાડુ કે એના જેવો કઇક છે.

૩૦૮. એ વિષે મારે એટલુજ કહેવુ છે કે પરમેશ્વર જાણે છે કે હુ નિર્દોષ છુ. પણ મારા ઉપર તહોમત મૂકનારા વિષે હુ અત કરણપૂર્વક પ્રાર્થના કરૂ છુ કે, પરમેશ્વર એ પાપોનો પસ્તાવો કરવાનુ મન તેમને આપે, નહિ તો એ સઘળી વાતોનો તેમજ તેઓની બાકીની દુષ્ટતાનો જવાબ આપવા સારૂ મને દેવપુત્રના ન્યાયાસન આગળ મળવાને માટે તેઓ તયાર થાય

૩૦૯ હવે મારે વિષે જે અફવા વિશેષ જોરથી ઉડવા લાગી તે એ કે, "તેણે તો સ્ત્રીઓ તથા કસબેણો રાખેલી છે ને તેમનાથી છોકરાં પણ થએલા છે, બલકે એને તો બે બૈરાં છે" પણ એ બદગોઇ વિષે તેમજ સદરહુ બદગોઇ વિષે હુ અભિમાન કરૂ છું, કારણ કે તેઓ તો કેવળ બદગોઇજ કે મ્ખાઇ કે દગલબાજી ભરેલી જુઠી વાતજ કે શેતાન કે તેના સતાનથી ઉડાડેલી અસત્ય વાતજ છે, ને વળી જો જગત એવી દુષ્ટ રીતે મારી સાથે નહિ વર્તે તો સતને દેવના છોકરા હોવાનુ એક ચિન્હ મારા સબધમાં ખુટતુ જણાય. "જ્યારે લોક તમારી નિદા કરશે, ને પુઠે લાગશે, ને મારે લીધે તમારી વિરૂદ્ધ

હરેક ભુંડી વાત અસત્યતાથી કહેશે, ત્યારે તમને ધન્ય છે." માત્થી ૫ ; ૧૧, વિગેરે.

૩૧૦. એ માટે મારા પોતા તરફ જોતા એવી વાતોથી મને કઇ દુ ખ લાગતુ નથી, હા, એવી વાતો વીસગણી વધારે હોય તોએ શુ ? મારૂ અત કરણ ચોકખુ છે, અને જો કે મને ભુડો ગણીને તેઓ મારે વિષે ભુડુ બોલે છે તો પણ ખ્રીસ્તમાની મારી સારી વર્ત્તણુકને જુઠાઇથી વખોડયાને લીધે શરમાવુ તો તેઓને પડશે.

૩૧૧. ત્યારે જેઓએ મારી આવી નિદા કીધી છે તેઓને હુ શુ કહુ ? હુ તેઓને ધમકી દઉં શુ ? તેઓને ઠપકો આપુ શું ? તેઓની ખુશામત કરૂ શુ ? તેઓને છાના રહેવાની વિનતિ કરૂ શુ ? નહિ, કદી નહિ. મજકુર વાતો કર્યાને તથા એવી વાતોને પુષ્ટિ આપ્યાને લીધે તેઓ જો નરકવાસને લાયક ઠરતા ન હોય તો હુ તેઓને એમ કહુ કે, "જાહેર કરો" કારણ કે એવી વાતો જાહેર થવાથી મારી કીર્ત્તિ વધતી જશે.

૩૧૨. એ માટે આવી જુઠી તથા ખોટી વાતો હુ તો ઘરેણા સમાન ગણીને પોતા પર પહેરી રાખુ છુ. ધિક્કાર, નિદા, ઠપકો તથા મ્હેણા એઓને પામવા તે તો મારા ખ્રીસ્તી આચારને શોભતુ છે, અને મારો દેવ તથા મારૂ અત કરણ મને સાક્ષી આપે છે કે, સદરહુ વાતો તો માત્ર વાતોજ છે, તેટલા માટે ખ્રીસ્તને લીધે નિદા ભોગવવામા હુ આનદ માનુ છુ

૩૧૩ વળી સદરહુ વાતોમાની કોઇ પણ વાત, જેમ કે, તેણે બીજી બાયડીઓની સાથે વહેવાર રાખ્યો છે, અથવા તો એના જેવી કઇ પણ વાત ફેલાવવાનો ધંધો માડયો છે, તેઓને હુ મૂર્ખ કે લુચ્ચા કહુ છું આકાશમા કે પૃથ્વી પર કે નરકમાં એવી કોઇ પણ બાયડી હોય કે જે મારે વિષે એવુ બોલી શકે કે

તેણે કોઇ પણ વખતે, કોઇ પણ ઠેકાણે, રાત્રે કે દિવસે, મારી સાથે ખોટી રીતે વર્તવાનુ કર્યુ છે, એવુ તોહોમત મારા પર સાબિત કરવાને અર્થે તેઓએ પુરી તપાસ કરીને બનતી કોશિશ કરી હોય તે. મારા શત્રુઓ મારા વિષે સારો અભિપ્રાય ધરાવે, એ માટે શુ હુ આવુ બોલુ છુ ? ના, કદી નહિ. આ બાબતમા મારૂ માનવાની હુ કોઇ પણ માણુસને વિનતી કરૂ નહિ. આ બાબતમા મારૂ માનો કે નહિ માનો તોપણ કઇ ફિકર નહિ.

૩૧૪. આ પ્રમાણે મારી તરફ તાકવા જતાં મારા દુશ્મનો નિશાન ચુકી ગયા છે, કેમકે જેની તરફ તેઓએ તાકવુ જોઇએ તે કઇ હુ નથી, તેઓ પોતે નિર્દોષ ઠરે એવુ હુ ચાહુ છુ.

ઇગ્લાડમાના સઘળા છીનાળુ તથા વ્યભિચાર કરનારા માણુસ ફાંસીએ ચઢાવવામા આવે તોએ યોહાન બન્યન કે જેની અદેખાઇ તેઓ કરે છે, તે તો બચી જઇને સહીસલામત રહે એમ છે. મારી વહુ શિવાય બાયડી જેવી કઇ સજીવ વસ્તુ આકાશમડળ તળે છે કે નહિ, તે માત્ર તેમના વસ્ત્ર કે છોકરાછૈયા કે લોકવાયંકા પરથીજ મને માલમ પડે છે.

૩૧૫ હુ પ્રીસ્તની ભણી ફર્યો ત્યારથી તે અત્યાર સુધી સ્ત્રીઓને જોતાજ શરમાળપણુ મારામા આવે એવો દેવે મને કીધો છે તેમા દેવનુ જ્ઞાન વિશેષ દીપતુ આવે છે મારી સાથે ઘાડો સબધ રાખનારા જાણે છે ને સાક્ષી પણ આપી શકે છે કે, હુ ભાગ્યેજ કોઇ પણ બાયડી પ્રત્યે ભાવથી વર્ત્તુ છુ. બાયડી-ઓને સલામ કરવાની સાધારણ રીતથી મને કટાળો ઉપજે છે, અને ગમે તેને હુ કરતો જોઉ તો તે મને ધિક્કારવાજોગ લાગે છે. માત્ર તેમની સગત પણ મારાથી ખમી શકાતી નથી, હુ ભાગ્યેજ બાયડીના હાથને પણ અડકુ છુ, કેમકે આમ કરવુ મને શોભિતું લાગતુ નથી. જ્યારે સારા માણુસોને સ્ત્રીઓની મુલાકાત વખતે

અરસપરસ સલામ કરતાં મેં જોયા છે ત્યારે મેં કોઇવાર વાંધો લીધો છે; અને એ તો કેવળ સભ્યતાની રીત છે એવો તેઓએ જવાબ આપ્યો હોય ત્યારે મેં તેઓને કહ્યું છે કે, એ તો ઠીક દેખાતુ નથી. કેટલાએકે તો બચાવમા પવિત્ર ચુબનનો દાખલો આપ્યો છે ખરો, છતાં મેં તેઓને એવુ પુછ્યુ છે કે, "ત્યારે તમે શા વાસ્તે ભિન્નતા રાખો છો? સાથી રૂપસુદરીઓને તમે શુ કરવા સલામ કરો છો, ને કદરૂપીઓને સલામ કરવાનુ કેમ પડતુ મુકો છો?" એમ બીજાની નજરમા આવી વાતો ગમે તેવી વખાણુવાજોગ લાગતી હોય તોપણ તેઓ મને તો અઘટિત દેખાય છે

૩૧૬. હવે આ બાબત, એટલે મારી વહુ શિવાય મેં કોઇ પણ બાયડીની સાથે સગ કર્યો છે એવુ તહોમત મારા પર સાબિત કરવાનુ મેં કેવળ માણસોને નહિ પણ દૂતોને પણ કહ્યુ છે, તે બાબત હુ હવે પડતી મુકુ છુ પરતુ એમ બીજીવાર કરવુ પડે તો મને કઇ બીક લાગતી નથી, કેમકે મને માલમ છે કે આવી બાબતોમા હુ નિર્દોષ છુ એવી મારા આત્માના લાભમા સાક્ષી આપવાને દેવને વિનતી કરવી એમા પ્રભુને કઇ ખોટુ લાગે નહિ. બીજા કરતા મારામા વધારે સારાપણુ છે તે માટે હુ આ પ્રમાણે સહિસલામત રખાયો છુ એમ તો નહિ, પણ દેવે મારા પર દયા કરીને મને બચાવી રાખ્યો છે, તેની હુ પ્રાર્થના કરૂ છુ કે, કેવળ આથીજ એમ નહિ પણ હરેક ખોટા માર્ગથી ને કામથી મને હજુ પણ બચાવી રાખીને તે પોતાના આકાશમાંના રાજ્યમાં મને પ્રવેશ કરવા દે. આમેન.

૩૧૭. હવે નિદાઓ તથા બદગોઇઓએ કરીને શેતાને મારા સાથીઓ મધ્યે મને નીચ ગણાવા સારૂ કોશિશ કીધી, એ માટે કે બની શકે તો મારો ઉપદેશ નિરર્થક નિવડે એટલુજ નહિ, પણ

ત્યાર પછી હુ ખ્રીસ્તની સેવા કરવાથી બીહુ ને વળી માણસો મારો ઉપદેશ સાંભળવા આવતાં ડરે માટે લાંબી મુદત સુધી મને કેદખાનાનું દુ ખ ભોગવવુ પડયુ, કે જેનુ ટુંક વર્ણન હુ હવે કરવાનો છુ.

## ગ્રંથકારના કેદમાં રહેવા વિષેનો ટુંકો હેવાલ.

૩૧૮. ખ્રીસ્તની મહિમાવાન સુવાર્ત્તા ઘણા વખત સુધી કબુલ કીધા પછી, ને તે વિષે પાચેક વર્ષ બોધ કર્યા પછી મારા માણુસની એક સભા ભરાઇ (કે જેમા જો તેઓએ મને રહેવા દીધો હોત તો હુ તે દહાડે ઉપદેશ કરત, પણ તેઓ તો મને એઓ મધ્યેથી લઇ ગયા), તેમા હુ પકડાઇને એક ન્યાયાધીશની રૂબરૂ રજુ કરવામા આવ્યો, અને જો કે સેશન કોર્ટની પછીની બેઠકમા હાજર થવાની મેં જામીનગીરી આપી તોપણ તેણે મને કેદ કર્યો, કારણ કે હુ હવે પછી લોકને બોધ નહિ કરૂ એવુ મારા જામીન કબુલ કરતા નહોતા

૩૧૯ પછી સેશન કોર્ટ ભરાઇ ત્યારે મારા પર એવુ તોહોમત મૂકવામાં આવ્યુ કે, તે કાયદા વિરૂદ્ધની સભાઓ તથા સમાજો ચલાવનારો તથા તેમને ટેકો આપનારો છે, ને તે ઈંગ્લાંડમાની રાજ્યસ્થાપિત ધર્મસમાજને સમ્મતિ આપતો નથી. ત્યા આગળ ન્યાયાધીશોની સાથે કેટલોક સવાદ થયા બાદ તેમા હુ જે કઇ સ્પષ્ટ બોલ્યો હતો તેને તેઓએ ગુન્હાની કબુલાત સમાન ગણીને મને જીંદગી પર્યંતના દેશનિકાલની શિક્ષા કરવાનો ઠરાવ કર્યો, કારણ કે હું સમ્મતિ આપવાની ના પાડતો હતો. એમ બીજીવાર દરોગાને હવાલે સોપાઇને હુ કેદખાનામા લઇ જવાયો કે જેની અદર દેવ આ માણસોને મારા પર શુ શુ કરવા દેશે એવુ જોતાં જોતાં હુ પુરાં બાર વર્ષથી પડી રહ્યો છુ.

૩૨૦. પ્રભુની કૃપાને આસરે હુ આવી સ્થિતિમાં ઘણી ખુશીથી રહી શક્યો છું ખરો, છતાં પ્રભુથી તથા શેતાનથી તથા

મારી પોતાની ભ્રષ્ટતાથી હુ મનમાં ઘણો આકુળવ્યાકુળ થયો છુ, કે જેથી કરીને (ઇસુ ખ્રીસ્તના નામને ધન્ય હોજો) બીજી ઘણી વાત શિવાય મને પાપ વિષેની ઘણી ખાત્રી, ઘણો બોધ ને ઘણી સમજણ પ્રાપ્ત થયાં છે. એ વિષે હુ ત્યાં વિસ્તારથી વાત નહિ કરીશ, પણ કેવળ એવા એક બે સુચનારૂપી બોલ બોલીશ, કે જેથી દેવભક્તો દેવની સ્તુતિ કરવા ને મારા લાભમા પ્રાર્થના કરવાને ઉશ્કેરાય, ને આવુ ..' જો કદી તેમના પર આવી પડે તો માણુસ તેઓને જે કઇ કરે તેથી નહિ બીવાને માટે તેઓને ઉત્તજન મળે

૩૨૧. દેવના વચન વિષેની જેટલી સમજણ હમણા મને પ્રાપ્ત થઇ છે તેટલી મારી આખી જીદગીમાં થઇ નથી, જે શાસ્ત્રવાક્યોમા મેં અગાઉ કઇ વિશેષ વાત જોઇ નહોતી, તેઓ તો આ જગ્યામા ને આ સ્થિતિમા મારે માટે પ્રકાશ..ત થયા છે; ઇસુ ખ્રીસ્ત જેવો વાસ્તવિક તથા ખરેખરો મને હાલ લાગે છે તેવો કદી લાગ્યો નથી; અત્રે મેં તેને ખરેખર જોયો તથા અનુભવ્યો છે. અરે! "અમે ચતુરાઇથી કલ્પેલી કહાણીઓ વિષે તમને બોધ કીધો નથી" (૨ પી. ૧; ૧૭), અને "દેવે ખ્રીસ્તને મરીગએલામાથી ઉઠાડ્યો ને મહિમા આપ્યો, એ માટે કે તમારો વિશ્વાસ તથા આશા દેવ પર થાય" (૧ પી ૧, ૨૧), એ વાક્યો તો કેદખાનામા મારે માટે સુખદાયક હતા.

૩૨૨. વળી આવી સ્થિતિમા રહેતાંમાં યોહા. ૧૪, ૧-૪· ૧૬, ૩૩. કલો. ૩, ૩, ૪. હેબ્રી. ૧૨; ૨૨–૨૪ આવાં ત્રણ ચાર વાક્યથી મને ઘણો આરામ મળ્યો છે, એટલે સુધી કે, કોઇ વખત હુ તો જાણે કે તેઓનો સ્વાદ ચાખતો હતો ત્યારે સહારને હુ હસી કાઢી શકતો, ને "ઘોડાથી તેમજ તેના સવારથી નહિ બીવા" મને શક્તિ મળતી. મારાં પાપની માફી ને પરલોકમાં

મારૂ ઇસુની સાથે હોવુ, એ બે વાત આ જગ્યામાં મારી નજરે મધુર રીતે આવી પડી છે. અરે સિયોન પહાડ, આકાશમાંનુ યરૂશાલેમ, હજારો હજાર દૂતો ને સૌનો ઇન્સાફ કરનાર દેવ ને સપૂર્ણ થએલા ન્યાયીઆના આત્માઓ ને ઇસુ, એઓ તો આ જગ્યાએ મને મધૂર લાગ્યાં છે. આ જગ્યાએ હુ જે જોવા પામ્યો છુ તે એવુ છે કે, મને પુરી ખાત્રી છે કે હુ આ લોકમા રહુ ત્યાં સુધી તેનુ વર્ણન મારાથી થઇ શકે નહિ; હા, "તેને ન જોયા છતાં પણ તમે તેના પર પ્રીતિ કરો છો, હમણાં જો કે તમે તેને જોતા નથી તોપણ તેના પર વિશ્વાસ રાખતા, તમે તેનામાં અવાચ્ય તથા મહિમા ભરેલા આનદથી હરખાઓ છે" (૧ પી. ૧; ૮), આ વાક્ય મને પુરેપુરૂ સાચુ માલમ પડ્યું છે

૩૨૩. હરકોઇ પ્રસગે ને વળી જ્યારે જ્યારે શેતાન મને દુખ દેવાનુ કરે છે ત્યારે ત્યારે દેવ મારા પક્ષમા ઉભેલો છે એવો જે અનુભવ અહિં આવ્યા પછી મને થયો છે તેવો મને અગાઉ કદી થયો નથી; કેમકે જુઓ, બીવાના કારણો જેમ જેમ મળતા ગયા તેમ તેમ ટેકા તથા ઉત્તેજન પણ આવી મળ્યા, હા, જાણે કે કેવળ મારા પોતાના પડછાયાથી મને ધ્રુજારી છુટે તે વખતે દેવ મારે વિષે ઘણી કાળજી રાખતો ને મને કઇ ઇજા થવા દેતો નહિ, પણ કઇ ને કઇ શાસ્ત્ર વાક્ય વડે મને બળવત કરતો, એટલે સુધી કે મેં એવુ ઘણીવાર કહ્યુ છે કે, જો વાજબી હોત તો હુ પ્રભુ પાસે એવુ માગત કે મારા પર હજી પણ વધારે સકટ મોકલ, એ સારૂ કે વધારે મોટો દિલાસો મને પ્રાપ્ત થાય (સભા. ૭; ૧૪. ૨ કરી. ૧; ૫).

૩૨૪. મને શું થવાનુ છે તે કેદખાનામાં આવ્યા પહેલા પણ મેં જોયુ હતું, ને મુખ્યત્વે કરીને બે વિચાર મારા મનમાં જોરભેર આવતા હતા. તેમાંનો પહેલો એ હતો કે હ્યાં મારે

મરવુ પડે તો મરણુ ભોગવવાને માટે કેવી તૈયારી કરવી જોઇએ. એ બાબતમાં કલો. ૧; ૧૧ પરથી મને એવી સૂચના થઇ કે, "આનંદસહિત સર્વ ધીરજ તથા સહનતાને સારૂ તેના મહિમાના પરાક્રમ પ્રમાણે સર્વશક્તિમાન" થવાને માટે મારે દેવની પ્રાર્થના કરવી જોઇએ. કેદખાનામા નંખાયા પહેલાં હુ તો કોઇકજ વાર પ્રાર્થના કરી શકતો હતો; પણ એક વરસથી વધારે મુદતને માટે મજકુર વાક્ય કે વ્હાલી અરજી તો જાણે કે મારા મનમા પોતાની મેળે પેસી જતી ને મને એવુ સમજાવતી કે મને સખત દુ ખ વેઠવુ પડે ત્યારે જે આનદસહિત સહન કરવુ હોય તો મારે સર્વ ધીરજ રાખવી જોઇએ.

૩૨૫. બીજા વિચારની બાબતમાં "અમે મરવાના છીએ એવુ અમે નિશ્ચે સમજ્યા, એ સારૂ કે અમે પોતા પર નહિ પણ મુએલાઓને ઉઠાડનાર દેવ પર વિશ્વાસ રાખીએ" (૨ કરી. ૧, ૯), આવુ જે વાક્ય તે તો મારે સારૂ બહુ ઉપયોગી હતુ એ વાક્ય પરથી મને એવુ જણાયુ કે હુ કદી યોગ્ય રીતે સહન કરી શકુ, માટે જે કઇ જીવવત કહેવાવાજોગ હોય તે મારા મનથી મરેલુ ગણવુ જોઇએ, એટલે સુધી કે હુ પોતે, મારી વહુ, મારા છોકરા, મારી તબિયત, મારા મોજશોખ એ સર્વ મારી પ્રત્યે મુએલા છે, તેમજ તેઓ પ્રત્યે હુ પણ મુએલો છુ એવુ નિશ્ચે જાણવુ જોઇએ.

૩૨૬. બીજુ કે અદૃશ્ય દેવ પર આધાર રાખીને જીવવુ જોઇએ, જેમ પાઉલે બીજે ઠેકાણે કહ્યુ છે તેમ કે, થાકી નહિ જવાનો રસ્તો એ છે કે જે દેખાય છે તેને નહિ પણ જે દેખાતા નથી તેને જોવા, કેમકે જે દેખાય છે તે ક્ષણિક પણ જે દેખાતાં નથી તે સર્વકાળના છે. અને મેં એ પ્રમાણે વિચાર કીધો કે, હુ જો કેવળ કેદખાનાને માટે તૈયારી કરૂ તો ચાબુક અને હેડ

પણ ઓચિતી આવી પડે. વળી હુ જો કેવળ એઓને માટે તૈયારી કરૂ તો દેશનિકાલને માટે હું તૈયાર નથી. વળી દેશનિકાલ તે સૌથી ખરાબ શિક્ષા છે એવુ અનુમાન કરૂં, તો જો મરણુ આવે તો મને અચબો લાગે એ સઘળી વાત ઉપરથી મને એવુ જણાય છે કે દુઃખ વેઠવાનો મારામા સારો રસ્તો એ છે કે પરલોક તરફ જોતાં ખ્રીસ્તને આસરે દેવ પર ભરાસો રાખવો, અને આ લોક તરફ જોતાં કબરને ઘર સમાન ગણવી, અધારામા મારૂં બિછાનુ પાથરવુ, તુ મારો બાપ છે એવુ કોહેવાણને કહેવુ ને કીડાને એવુ કે તુ મારી મા તથા મારી બ્હેન છે, એટલે એવી વાતોની માહિતી મેળવવી જોઇએ.

૩૨૭ પરતુ આવી બધી મદદ મળ્યા છતા હુ તો કેવળ માણુસ ને વળી અશક્તપણાથી ઘેરાએલો એવો પણ છુ એમ મને લાગ્યુ મારી વહુ તથા મારા છોકરાનો વિયોગ તે તો હાડકાં પરથી માંસ કાઢી નાખવા જેવો મને ઘણીવાર આ ઠેકાણે લાગ્યો છે, એ માટે કે એ કૃપાદાનો મને હદ કરતાં વધારે પ્રિય લાગે છે એટલુજ નહિ, પણ હુ ઘણી વાર એવો વિચાર કરતો હતો કે મારા બિચારા કુટુબની પાસેથી ને વિશેષે કરીને મારૂ બાપડુ આંધળુ છોકરૂ કે જે બીજા બધા કરતા મને વ્હાલુ લાગતું તેની પાસેથી હુ લઇ લેવાઉં તો તેઓને કેટલા બધાં સકટ તથા દુ ખ તથા ખોટ ખમવી પડે! અરે, મારા બિચારા આધળા પર જે કઇ સકટ આવી પડે તેનો વિચાર તો મારા હૃદયને ભેદી નાખતો.

૩૨૮. અરે, બિચારા, આ દુનિયામા કેટલુ બધુ દુ ખ તારા ભાગમાં આવવાનું છે! વા પણ તારા પર વાય એ પણ હુ હમણાં સહન કરી શકુ નહિ, તોપણ તને માર ખાવો, ભીખ માગવી, ભૂખ, ટાઢ, નાગાઇ ને હજારો સકટ વેઠવા પડશે એવુ મને લાગ્યુ.

પરંતુ ભાન આવતાં મને એમ લાગ્યું કે, તમો સઘળાંથી જુદો થવાથી બળતરા થાય ખરી, તોપણ મારે તમને દેવને સોંપી દેવાં જોઇએ. અરે, મારી એવી હાલત હોવાને લીધે હુ તો પોતાની વહુ તથા બાલબચ્ચાંને માથે પોતાનુ ઘર પાડી નાખનાર માણસના જેવો છુ એવુ મને જણાયુ છતાં મારે એમજ કરવુ જોઇએ, કરવુ તો એમજ એવુ મને લાગ્યુ, એટલામા જે બે દુઝણી ગાયો પોતાના વાછરડા મુકીને દેવનો કરારકોષ પરદેશમા લઇ જનારી હતી તેનો મને વિચાર થયો (૧ શમૂ ૬; ૧૦–૧૨).

૩૨૯. પણ આ પરીક્ષણને સમયે મને ભિન્ન ભિન્ન વિચારથી મદદ પ્રાપ્ત થઇ, કે જેએમાના મુખ્ય ત્રણ હુ ત્યાં કહીશ પહેલો તો નીચેના બે વાક્ય વિષેનો હતો કે "તારા અનાથ છોકરા-ઓને છોડ, હુ તેઓને જીવતા રાખીશ, ને તારી વિધવાઓએ મારા પર ભરોસો રાખવો." "યહોવાહે કહ્યું, નિશ્ચે હુ તારા હિતને અર્થે તને સામર્થ્ય આપીશ, નિશ્ચે વિપત્તિની વેળાએ તથા સંકટની વેળાએ હું વૈરીઓ પાસે તારી આગળ વિનતી કરાવીશ." (યિર્મ. ૪૯, ૧૧ ૧૫, ૧૧).

૩૩૦ વળી એવો પણ વિચાર મારા મનમાં આવ્યો કે દેવને માટે હુ બધુ જોખમ ખેડું તો તેથી મારી સઘળી બાબત વિષે કાળજી રાખવા દેવ બંધાઇ જાય છે, પણ પોતા પર કે મારા કોઇ માણસ પર કઇ પણ આફત આવવાની બીકને લીધે હુ દેવને તથા તેના માર્ગોને તજી દઉં તો મારી વિશ્વાસની કબુલાતને હુ ખોટી પાડનાર ઠરૂ એટલુજ નહિ, પણ દેવના માર્ગનો નકાર કરીને મરૂ હિત ખુદ મારી સંભાળથી જેવી રીતે જળવાય તેવી રીતે દેવનુ નામ કબુલ કરીને મારી બાબતો દેવને સોંપાય તો જળવાય નહિ, એવું પણ માનનાર ઠરૂ. આ વિચાર તો મને

દુઃખકારક લાગ્યો ને મારી દેહને કાંટારૂપ થયો. વળી જે શાસ્ત્રવાક્યમાં ખ્રીસ્તની એવી પ્રાર્થના મળી આવે છે કે જે સ્વાર્થે ભરેલા હેતુથી યહુદા પોતાના સ્વામીને વેચી નાખવા લલચાયો તે હેતુ દેવ પાર પડવા ના દે તે વાક્યથી મજકુર વિચાર વધારે જોરભેર મારા મનમાં ઠસી ગયો. એ વાક્ય ધ્યાનપૂર્વક વાચજો, (ગી. ૧૦૯, ૬-૮ ઇત્યાદિ)

૩૩૧. વળી બીજી બાબતનો વિચાર પણ મને થયો તે એ કે, નરક વેદનાની બીક. તેના સબધમા મને એવુ ખાત્રીપૂર્વક લાગ્યુ કે જે માણસો વધસ્તભની બીકને લીધે ખ્રીસ્તને તથા તેનાં વચનને તથા તેના નિયમોને માણસોની આગળ કબુલ કરવા પાછી પાની કાઢે તેઓને એ વેદના વેઠવીજ પડશે. વળી જેઓ વિશ્વાસથી ને પ્રીતિથી ને ધીરજથી માણસોની આગળ તેના માર્ગો કબુલ કરીને તેમા ટકી રહે છે તેઓને માટે તેણે જે મહિમા તૈયાર કરેલો છે તેનો પણ વિચાર મને થયો. મારા ધર્મને લીધે મને તથા મારાને જે દુખ આવી પડવાનો સભવ હતો તેનો વિચાર મારા મનને ભેદી નાખતો ત્યારે સદરહુ વાતોથી મને મદદ મળતી હતી

૩૩૨. મારા ધર્મને લીધે મારો દેશનિકાલ કદાપિ થાય એવુ હુ ધારતોજ હતો ત્યારે આવા વાક્યનો વિચાર હુ કરતો કે તેઓ પત્થરથી મરાયા, કરવતથી ચીરાયા, તેઓ પરખાયા, તરવારની ધારથી માર્યા ગયા, ઘેટાનાં ચામડા બકરાંના ચામડાં પહેરીને ફરતા હતા, કગાલ, રીબાએલા તથા પીડાએલા હતા, જગત તેઓને યોગ્ય ન હતુ (હેબ્રી. ૧૧; ૩૭). એઓ તો એવા ખરાબ છે કે તેઓ અમારી મધ્યે રહેવા તથા વસવા લાયક નથી એવુ તેઓ વિષે સઘળાં માનતા હતા. વળી "હરેક શહેરમાં બધનો તથા સકટો મારી વાટ જુએ છે" (પ્રેરિ. ૨૦; ૨૩),

આવા વાક્યનો પણ વિચાર હું કરતો. કાઢી મૂકાએલા તથા દેશનિકાલ થએલાઓની દુ ખમય તથા શોકજનક હાલત કે જેમાં તેઓ ભુખ, ટાઢ, જોખમો, નાગાઇ, શત્રુઓ ને હજારો આફતોને પાત્ર થાય છે, અને આખરે બિચારા નિરાશ્રિત ઘેટાની પેઠે કદાપી ખાડામાં મરવુ પડે, તે વિષે મારો આત્મા તથા મદગહુ વાક્ય તો જાણે કે કોઇવાર વાદવિવાદ કરતાં હોય એવુ મને ખરેખર લાગ્યુ છે પરતુ હુ દેવનો ઉપકાર માનુ છુ કે આવા બારીક વિચારોથી હુ હજી સુધી ડગ્યો નથી એટલુજ નહિ, પણ તેઓએ કરીને મારૂ હૃદય તો દેવને વધારે પસદ થઇ પડ્યુ છે.

૩૩૩. એક જાણવાજોગ વાત હુ તમને કહીશ તે એ છે કે, એક વખત ઘણાં અઠવાડિયાં સુધી હુ તો વિશેષ દુ ખમય તથા અધમ હાલતમા આવી ગયો ત્યારે કેવળ જુવાન કેદી તથા કાયદાઓથી ગેરવાકેફ હોવાને લીધે મારા મનમાં એવુ જોરભેર આવ્યા કરતુ કે, કોણ જાણે કે અતે મને સૂળીએ ચઢવુ પડશે કે કેમ એટલામાં મને નિરાશ કરવાને અર્થે શેતાને આવી સૂચનાથી મારા પર હુમલો કર્યો કે "તારો મરવાનો વખત આવે ત્યારે તુ આવી હાલતમા હોય, એટલે દેવની વાતો પર ચિત્ત લગાડતો ના હોય તેમજ પરલોકમા સારી સ્થિતિ મેળવવાની તમારા મનમાં કઇ ખાત્રી ના હોય તો પછી કેમ?" કેમકે એ અરસામા દેવની સઘળી વાતો મારા મનની આંખ આગળથી તો છુપાએલી હતી.

૩૩૪. તેટલા માટે આ વાતનો વિચાર હુ કરવા લાગ્યો ત્યારે તે મને બહુ દુઃખદાયક લાગી, કેમકે મને એવુ લાગ્યુ કે આવી સ્થિતિમા હોવાને લીધે હુ મરી જવા તૈયાર નથી એટલુજ નહિ, પણ મારે સૂળીએ ચઢીને મરવુ પડે તોપણ મારાથી એવું થઇ શકે નહિ. તે શિવાય મને એવુ લાગ્યુ કે જો કે હુ જેમ

તેમ કરીને દાદરનો કઠેરો ઝાલી ઝાલીને ચઢી શકુ તોપણ મને ધ્રુજારી છુટે અથવા તો નાહિમ્મતાઇની બીજી કઇ પણ નિશાણી દેખાય તો દેવના લોકની નામરદાઇને લીધે તેઓની અને તેના માર્ગની નિંદા કરવાનું શત્રુઓને પ્રયોજન મળે. એ માટે હુ ઘણો અકળાયો કેમકે આવા સારા કારણને લીધે ફીકે મ્હોડે તથા થરથરતે ઢીચણે મરી જવુ એ તો મને શરમ ભરેલુ લાગ્યુ.

૩૩૫. માટે દેવ મને દિલાસો દે ને જે કઇ તે મારે વાસ્તે ઠરાવે તે કરવા તથા વેઠવા મને શક્તિ આપે એવી મેં દેવની પ્રાર્થના કીધી છતા મને કઇ દિલાસો મળ્યો નહિ, ને બધુ અધકાર જેવુ રહ્યુ. તે શિવાય મરણ વિષેનો વિચાર મારા મનમાં તે વખતે એવો ભરાઇ આવતો કે મારે ગળે દોરડુ બધાઇને હુ તો જાણે કે સીઢીએ ચઢેલો હોઉં એવુ મને ઘણીવાર લાગતુ. કેવળ એકજ વાતથી મને કઇક દિલાસો મળતો તે એ કે જે ઘણા માણસ મને મરતો જોવાને માટે આવે તેઓને કઇ છેલ્લાં વચન બોલવાનો મને કદાપિ લાગ મળે; અને વળી જો એમજ થવાનુ હોય તો જો મારાં છેલ્લાં વચને કરીને દેવ કેવળ એક માણસને પાછો ફેરવી લાવે તો મારી જીંદગી નકામી ગુમાવેલી કે ખોવાએલી હુ નહિ ગણીશ એવુ મારા મનમા આવ્યુ.

૩૩૬. પરતુ દેવની સઘળી વાતો હજુએ મારી આખ આગળથી ગુપ્ત રાખેલી હતી ને પરીક્ષક તો હજી મને એવુ સૂચવ્યા કરતો કે, “તુ મરી જશે ત્યારે તુ ક્યાં જશે? તારી શી વલે થશે? પરલોકમાં તારો ક્યાં પત્તો લાગશે? સ્વર્ગ તથા મહિમા તથા પવિત્રોમાંનો વારસો એઓ તને મળશે તેની તારી પાસે શી શાબિતી છે?” આ પ્રમાણે હુ ઘણાં અઠવાડિયાં સુધી આકુળવ્યાકુળ થઇ ગયો ને શું કરવુ જોઇએ તેની મને કઇ સૂઝ નહિ પડી. આખરે આવો વિચાર મારા મનમાં જોરભેર આવ્યો

કે દેવના વચન તથા માર્ગને લીધે મારી આવી સ્થિતિ થઇ ગઇ છે, તે માટે એક દોરાપુર પણ પાછી પાની નહિ કરવા હુ બધાએલો છુ.

૩૩૭. મને એવો પણ વિચાર થયો કે અત્યારે મને દિલાસો આપવો, નહિ તો મરણકાળે દેવો, એ તો દેવની મરજી પર છે; પણ મારો વિશ્વાસ પકડી રાખવો કે નહિ તે તો મારી મરજી પર છે એમ નથી, કેમકે હુ તો બધાએલો છુ પણ તે તો સ્વતત્ર છે, બલકે તેનુ વચન કબુલ રાખવાની મારી ફરજ છે, પછી તે મારા પર કદી દૃષ્ટિ કરે કે આખરે મારો બચાવ કરે કે નહિ. ત્યારે વાત તો એમજ છે એવુ સ.જીને મારે તો આગળ વધવાનુ છે, ને મારી સદાકાળિક સ્થિતિનો આધાર ખ્રીસ્ત પર નાખવાનો છે, પછી આ લોકમા મને દિલાસો મળે કે નહિ, એવુ મને લાગ્યુ. અને મને એમ પણ લાગ્યુ કે જો દેવ વચ્ચે નહિ પડે તો હુ જાણે કે આખે પાટો બાધીને અનત સ્થિતિમાં સીઢી પરથી કુદકો મારીશ, પછી ડુબુ કે તરતો રહુ, પછી સ્વર્ગ મળે કે નરક મળે, હે પ્રભુ ઇસુ, જો તુ મને ઝાલવા ચાહે તો એમજ કર, નહિ તો તારા નામને લીધે હુ જોખમ માથે લઇશ તો ખરોજ.

૩૩૮. મે એવો દૃઢ નિશ્ચય કીધો કે તરત મને એવુ વચન પ્રાપ્ત થયુ કે, "શુ અયૂબ કારણ વગર દેવની સેવા કરે છે?" એટલે ફરિયાદીએ જાણે કે એવુ કહ્યુ હોય કે, "પ્રભુ, અયૂબ તો કઇ ન્યાયી માણસ નથી, તે તો કઇ નફાને માટે તારી સેવા કરે છે. શુ, તે તેની આસપાસ ચોગરદમ વાડ કીધી નથી, વિગેરે? પણ તારો હાથ લબાવીને તેના સર્વસ્વને સ્પર્શ કર, એટલે તે તારે મ્હોડે ચઢીને તારો ઇનકાર કરશે." હવે શુ? બધુ લઇ લેવામા આવ્યુ હોય છતાં દેવની સેવા કરવાની ઇચ્છા રાખવી એ ન્યાયી માણસ હોવાનુ ચિન્હ છે શુ? એવું મારા

મનમાં આવ્યુ. જે કોઇ હિમ્મત નહિ છોડતાં વગર કારણે દેવની સેવા કરે તે દેવભક્ત હોવો જોઇએ શુ? ધન્ય હોજો દેવને કે મને યથાર્થ હૃદય છે એવો મને ભરોસો છે, કેમકે મેં એવો નિશ્ચય કીધો છે કે જો કે મારા દુખસહનનો કઇ પણ બદલો મને મળે નહિ તોપણ હુ પ્રભુની કૃપાથી મારા વિશ્વાસનો ઇનકાર કદી નહિ કરીશ. અને હુ એવો વિચાર કરતો હતો ત્યારે ગીત ૪૪, ૧૨ ઇત્ય. એ વાક્યો મને મળી આવ્યાં

૩૩૯. ત્યારે તો માંરૂ હૃદય દિલાસાથી ભરપુર થયુ એ માટે કે તે ચોખ્ખુ છે એવો મને ભરોસો હતો. આ પરીક્ષણ મારા પર આવ્યુ ન હોત તો મને બિલકુલ ગમત નહિ. તેનો વિચાર જ્યારે જ્યારે મને થાય છે ત્યારે ત્યારે મને દિલાસો મળે છે, અને એ પરીક્ષણે કરીને મને જે બોધ મળ્યો છે તેને માટે હુ સદા દેવની સ્તુતિ કર્યા કરીશ એવી મારી ખાતરી છે. તે શિવાય બીજી ઘણી વાતોનુ વિવેચન હુ કરી શકુ ખરૂ છતા "યહોવાહનુ ઘર સમારવા સારૂ મેં યુદ્ધમાં મેળવેલી લૂટ" દાખલ કેટલીક વાતો હ્યા રજુ કરી છે. (૧ કાળ. ૨૬; ૨૭).

૧. મારી જીંદગીમા મને જે સર્વ પરીક્ષણ થયા છે તેમા જે સૌથી ખરાબ ને ખમવા સૌથી કઠણ તે એ કે દેવના અસ્તિત્વ વિષે ને તેની સુવાર્તાની સત્યતા વિષે સશય લાવવો. આવુ પરીક્ષણ જ્યારે જ્યારે આવે છે ત્યારે ત્યારે તે જાણે કે મારો કમરબધ મારી પાસેથી લઇ લેતો હોય ને મારી તળેનો પાયો ખસેડી નાખતો હોય એવુ લાગે છે. અરે! "સત્યથી તમારી કમર બાંધી લો" એ વચનનો ને "પાયાનો નાશ થાય ત્યારે ન્યાયી શું કરી શકે" એનો વિચાર મેં ઘણી વાર કીધો છે.

૨. કોઇ વખત પાપ કીધા પછી દેવના હાથની શિક્ષાની રાહ હુ જોતો હતો ત્યારે તરત તેની કૃપાની જાણ મને પડતી.

કોઇ વખત મને દિલાસો મળતો ત્યારે દુ:ખથી દબાઇ જવાને લીધે હુ પોતાને મૂર્ખ કહેતો. અને વળી કોઇ વખત હુ નિરાશ થઇ જતો ત્યારે એટલો બધો દિલાસો લેવો તે સારૂ નથી એવું મને લાગતુ. એ પ્રમાણે આટલા બધા જોરથી તથા અસરથી એ બે વાતનો વિચાર મને આવતો.

૩. વળી જો કે મારા આત્માને દેવ કઇ વિશેષ સુખદ દર્શન દે તોપણ મને એવુ માલમ પડયુ છે કે પાછળથી કેટલોક વખત સુધી મારા મનમા આટલો બધો અધકાર ભરાઇ આવે છે કે જે દેવથી ને જે દિલાસાથી મને આરામ મળ્યો હોય તેઓ તો શુ હશે એની મને લેશમાત્ર સૂઝ પણ પડે નહિ. આવી વાતથી મને ઘણો અચબો લાગ્યો છે.

૪. મારાથી ભાગ્યેજ જોરવી શકાય એટલુ બધુ મેં કોઇ વાર બાઇબલની એકજ લીટીમા જોયુ છે, છતા બીજે વખતે આખુ બાઇબલ તો મને સુકા લાકડા જેવુ લાગ્યુ છે, એટલે તે પ્રત્યે મારૂ હૃદય એવુ જડ ને સુકાઇ ગએલુ થયુ કે તે બધુ તપાસ્યા છતાં મને થોડો પણ આરામ મળતો નહિ.

૫. ખ્રીસ્તના રક્તથી ઉપજેલી બીકો તો સૌથી સારી છે; અને જે આનદની સાથે ખ્રીસ્તને લીધેનો શોક ભેળેલો છે તે આનદ તો સૌથી મધુર છે. અરે ! ખ્રીસ્તને બાથમા લઇને દેવની આગળ ઘુટણીએ પડવુ તે સારૂ છે. આવી વાતોનો મને કંઇક અનુભવ મળ્યો છે એવો મને ભરોસો છે.

૬. આજ દિન સુધી ધિક્કારવા જેવી સાત વાતો મારા મનમાં જણાય છે તે એ કે, ૧. અવિશ્વાસ તરફનું વલણ; ૨. જે પ્રીતિ તથા દયા ખ્રીસ્ત દેખાડે છે તેઓને એકદમ ભુલી જવુ; ૩. નિયમશાસ્ત્રનાં કાર્ય તરફનુ વલણ; ૪. પ્રાર્થનામાં ચિત્તભ્રમ તથા

બેપરવા; ૫. કરેલી પ્રાર્થનાના જવાબની વાટ જોવાનુ ભુલી જવુ; ૬. પોતાની પાસે ઓછુ હોવાને લીધે કચકચ કરવાનુ તેમજ પોતાની પાસે જે કઇ હોય તેને વખોડવાનુ વલણ, ૭. જે કઇ દેવ ફરમાવે તે મારી દુષ્ટતા આડી આવવાને લીધે મારાથી થઇ શકતુ નથી. સારૂ કરવુ હોય ત્યારે ભુડુ હાજર હોય છે.

૭. આવી વાતો મારી નજર આગળ હમેશા રહે છે ને તેઓ મને નિત્ય દુ:ખકારક તથા ભારે લાગે છે, છતાં બુદ્ધિવત દેવ તેઓને મારે માટે ગુણકારી કરે છે, જેમકે ૧. તેઓ મારામાં પોતા પ્રત્યે કટાળો ઉપજાવે છે; ૨. તેઓ તો મારા હૃદય પર ભરોસો રાખતાં મને અટકાવે છે, ૩. બધા સહજ ન્યાયીપણાના અધૂરાપણા વિશેની ખાતરી તેઓ તો મને કરી આપે છે, ૪. ઇસુને શરણે જવાની અગત્યતા તેઓ તો મને દેખાડે છે; ૫, દેવની પ્રાર્થના કરવાનુ તેઓ તો મારા મનમાં ઠસાવે છે; ૬. મારે જાગૃત તથા સાવધાન રહેવુ જોઇએ એવુ તેઓ મને દેખાડે છે; ૭. અને દેવ મને મદદ કરીને મને આ દુનિયામાં નિભાવી રાખે એવી ખ્રીસ્તને આસરે દેવની પ્રાર્થના કરવાનુ ઉત્તેજન તેઓ તો મને આપે છે.

સમાપ્ત.